૩૬૩૯

# શરાબ, તાહરૂં ખાનું ખરાબ!

નાટક ૩ અંકી.


રચનાર,

દા૦ એ૦ તારાપોરવાલા,

"કાઠિઆવાડી" પત્રનાં સબ-એડિટર અને "પતિવ્રતા આયડી," "મેહેરબાનુ" તથા "પ્રીતિ સંગ્રહ" ઇત્યાદિનો કર્તા.



પ્રગટ કરનારાઓ,

એમ. મીસ્ત્રીની કુ૦

બોરા બજાર, કોટ, મુંબઇ.


(દોહરો)

"દારૂ ખાના-દારૂ પિના, દારૂ કરી જંજાર;<br>
પદરકે પૈસે ખરચ કરકે, લોક મારે પયજાર !"

(બિહારીદાસ.)


મુંબઈ, "ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ"માં છાપ્યો.

કીંમત રૂ ૦।=

No. 14. ૩૬૩૯

# શરાબ, તાહરૂં ખાનું ખરાબ!

**નાટક ૩ અંકી.**

રચનાર,

**દા૦ એમ૦ તારાપોરવાળા,**

"કાઠિયાવાડી" પત્રનાં સબ-એડિટર અને "પતિવ્રતા બાયડી." "મેહેરબાઇ" તથા "પ્રીતિ સંગ્રહ" ઇત્યાદિનો કર્તા.

પ્રગટ કરનારાઓ,

**એમ. મીસ્ત્રીની કો૦**

બોરા બજાર, કોટ, મુંબઇ.

(દોહરો)

"દારૂ ખાના-દારૂ પિના, દારૂ કરી જંનર;
પદરકે પૈસે ખરચ કરકે, લોક મારે પયજાર"

(બિહારીદાસ.)

મુંબઇ. "કોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ."માં છાપ્યો.

સને ૧૮૮૯.

કીંમત રૂ ०।=

# ખાશ ખબર.



આ નાટક, ઇ. સ. ૧૮૬૭ નાં ૨૫ માં આકટ મુંજબ રેજીષ્ટર કર્યો છે: અને તે મેં મારા મિત્રો મિસિયર્સ એમ. મીસ્ત્રીની કુંપનીને છાપી પ્રગટ કરવાના દરેક હકકો આપીઆ છે, માટે, અત્રેથી ચેતવણી આપવામાં આવે છે કે, કોઇએબી મજકુર પ્રગટ કરનારાઓની પરવાનગી વગર, આ નાટક, અથવા એનો કોઈ પણ ભાગ, છપી બ્હાર પાડવો અગર ભજી બતાવવો નહિ. આ ચેતવણી ઉપરાંત, જેઓ આ કામ કરશે તેમને ધારાની મદદથી પૂછવાનો પ્રગટ કરનારાઓને સર્વ હક્ક છે.

દા૦ એ૦ તારાપોરવાળા.

# વ્હાલા શોહલ*ને અર્પણ.

( દોહરો )

માયાળુ, મળતાવડો, માનીતો મુંજ મિત્ર;
ચકોર ચંદ્ર ચહે સમો, ચાહિ અર્પું આ ચિત્ર. ૧.
સાગર સદગુણનો ખરો, વિવેકનું સત વ્હાણ;
ખરી મિત્રતા તુજ મહીં, દીઠિ મેં ઘણાં જાણ. ૨.
એક વચન, વળિ એક વાત, એક એક બસ એક;
બોલે તેમજ ચાલતું, એજ શોહલનો ટેક. ૩.
મિત્ર! સદા સુખમાં વસી, મળી કુટુંબી સંગ—
પાંથર કીરણુ કીર્તિનાં, કરિ દૂશ્મનો દંગ. ૪.
અદના નાટક ગ્રંથ આ, અર્પી થાઉં ખુશાલ;
આશા રાખી એટલી, કબૂલશો તત્કાલ. ૫.
જિવજે! મિત્ર ને ગ્રહણજે, યશ-કીર્તીનો સાથ;
જિવજે! મિત્રને જગ મહીં, નેકી કરજે હાથ. ૬.
એક વચન, અધિકાર તુજ, ફરે ન પાછો બોલ;
સાતસરી ગુથિ માળિકા, તુજ "દિલજાનો" તોલ. ૭

માનજે, મને સદા તારો
સાચો અને વફાદાર 'દાદી'

* મી. શોહરાબ એલ. પાલમકોટ.

# પ્રસ્તાવના.

"ભાઇ નાટક લખની, ભાઇ નાટક લખની" તે "લો આ લખ્યો" એમ કહી અંતે ભાઇ શોહલની ખાહેશને માન આપી બીલાડું ચીત્રિ કાઢયું છે ખરૂં, પણ હવે તેનો બેલી તે ઉપર બેઠેલો સાહેબ છે. આ નાટકની બાબદમાં મારી પેહેલીજ કોશેષ છે. માટે ખામીથી ખાલી છે એમ કહેવાની હું હીંમત કરીશ નહિ. નાટકનો હું શોકીન છું. નાટકનો હું એક ચુસ્ત હિમાયતી છું. નાટકનો હું નાદી છું, પણ નાટક રચવામાં હું કાબેલ નથી એ મારે મોઢે કબુલ કરૂં છું! "લખતાં લહિયો નિપજે" તેમ પાક યઝદાંનની મદદ હશે તો વળી તેબી કીર્તિ ખાટીશું, પણ તે વિચાર કરવાનો આ વખત નથી. આ વખત આ નાટક વિષે કાંઈક ખુલાશો કરવાનો છે. ખુલાશો તો બા એજ કે આ નાટક પણ મારી આગલી ગધ-કોશેષો માફક original છે. એમાં મેં કોઈની પણ સ્હાયતા ન લેતાં "મારાજ ટાંટિયા ઉપર" ઉભો રહેવાનું દુરસ્ત વિચાર્યું છે, પછી તે ટાંટિયા ગમે એવા લુલા હો કે તટાર હો! દરિયામાં જિપલાવ્યું તો છે, હવે પાર પાડનાર પરમેશ્વર છે! ડુબ્યા તો ગયા ને રહ્યા તો કોઇ દહાડે પ્રીય વાંચકને પાછા મળીશું. લેખણ-સાગરમાં અવટિયું તો છે ચોથું, પણ 'ગોલાંટ માર્યા બરાબર ઉલથાયા' એટલે બસ! ! આપણને શું રે બા! હાલતો એક મોટા ગ્રંથમાં રોકાયલો છું, માટે, જો પાંચમી વારની પ્રજા-મુલાકાતને ભેટવું હોય તો પ્રીય વાંચનારને તેની ભલામણ કરીને તુરત વેલા 'રાંમ-રાંમ' કરી ચૂપકીદી પકડું છું. પ્રગટ કરનારાઓનું હેશાન માનવાની તો અગત્યજ શીછે?

દા૦ એમ૦ તારાપોરવાળા.

# શરાબ, તાહરૂં ખાનું ખરાબ!

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

**સ્થલ—એક રસ્તો.**

[ સુરતની પાસે ભાઠાં ગામનો એક રસ્તો. મકન ઘોડાવાલો અને કરસન ચાકર બન્ને દોડતા અને બૂંમ-બરાડા પાડતા આવે છે. તેમની પાછળ બેહરાંમ હાથમાં એક જાડી લાકડી લઈ દાંત્યાં પીસ્તો ગુસ્સામાં દોડી આવી બન્નેને ગુંદરપાક જમાડે છે.]

**મંકન**—(બૂંમ મારીને) ઓ બાપરે! ઓ બાપરે! કોઈ આવો રે! મારી લાયખો રે! ઓ છેત, અવે મારો જીવ જાય તોએ બિજી વેલા ની આઉં રે! (દીલ દાબે છે.)

**કરસન**—( કાલાવાલા કરતો ) ઓ બાપ બાપ! તમારી લાકડીનો ગોદો કનહોળીયાંમાં એવો જબરો બેઠેલો કે હદ્દૂં પટદેતું કે નિકળી પડે. ( માથું ધરીને ) ઓ છેત, માંપ કરો-માંપ કરો; કાંહની કાંહ કમબખ્તી લાગેલી કે આંમ તમારી પાછળ જોવા આઇવા. છાબ મેં તો હેલાં બકારાં વાટે જોયું ઓ ની, એટલાંજ આંમ પુઠ લીધેલી. ( માથું ફરીથી દાબીને ) કેવી કળ લાગી જો!

**બેહરાંમ**—( ચિરડાઇને ) નિમખહરાંમ ગુલાંમો! એ બદાંમના લોન્ડાઓ! નિચ હરામખોરો! તમારૂં સત્યાનાશ જાય તમારા સ્ચુપીડોનું! તે મારી પછવાડે જોવા

આવ્યા ? હું તમારો શેઠ છું કે ચાકર, કે એવી રીતે તમો મારી દરેક હિલચાલો ઉપર છુપું જાસુસપણું રાખોછો ? ઓ બચ્ચા મકના ! ખરૂં બોલ તમે શાંને સારૂ મારી પાછળ આવ્યા અને તમને કોણે મોકલ્યા, નહિ તો આએજ ઘડીયે તારાં હાડકાંનો ચુરેચુરો કરી ખિમો બનાવી દઉં છું.

[ ચિરડાઇને તેનાં આંગપર ધસી જાય છે અને એક તમાચો જોરમાં ખેંચી કાહાડે છે. મકન અને કરસન બન્ને બૂંમ પાડે છે.]

**મકન**—( કાલાવાલા કરતો ) પગે લાગુ ઓ બેલાં-મજી છેત. થીયું તે થીયું અવે માંપ કરો. ( મંચેરદારૂ મોબેદ બુમ બરાડા સાંભળી દોડી આવે છે તેને જોઇને ) મંસેરદારૂ, ઓ મંસેરદારૂ, આઇવા તો ભલે આઇવા પણ એ છેતને જરા છમજાવો. ત્યારથી અમારો બન્નેનો અડ-દાલો મારીને કાઢી લાછેલો.

**મંચેરદારૂ**—( દોડી આવી બેહરાંમની લાકડી પકડી લઇને ) અરે બેહરાંમશી, એ શું કરોપ. અરે કંઇ વિ-સાર-બિશારપે કે નંઇ ? ખુંન-ખુંન પારવુંપ કે શું ?

**બેહરાંમ**—( ચિરડાયલો ) તમો બોલા નાં મંચેર-દારૂ, હાલમાં મારૂં માથું ફરેલું છે. એ હરામખોરો માહરા ચાકર કે હું એમનો ચાકર ? આજ કેટલા-કેટલા દીવશો થયા એ બંને જણાંઓએ બસ માહરી પુઠ પકડીચ, અને અને હું જ્યાં જાઉં છું ત્યાં માહરી પાછલ છુપા જાસુસ હોય તેમ ફરતા ફરેછે. ( કરસન તરફ ફરીને તેને એક ધબ્બો તતડાવીને ) વારૂં દીકરા કરસન, ગભરાતો નાં. તારાં એ કાળાં કરમનો હું તને બદલો વાળી આપીશ. હુંબી સુરતી બચ્ચો છું. ( ગુસ્સામાં જતો રહે છે. )

**મકન**—( બેહરાંમનાં ગયા પછે મંચેરદારૂ પાસે જઇને ) અરે હાબ, તમે આવેલા તો હારૂં થીએલું નીકર અમારો છંદો આટો-લછ્છન કરી નાખીને ક્યારેજ કરકટીપર

હુવાડીને ખદાયજીને ઘરે પોંચાડી દેતે. ઓ બાપ માહરા પાંહળી કેવી કળે જો ! (દાએ છે.

**મંચેરદારૂ**—અરે પન મકના, હું એમ પુશુંપ કે તમોને એણે શા સારૂ માર્યા ?

**કરસન**—અરે છાબ, વાતે નો બોલો. કમબખ્તી લાગેલી તે એનાં ઘરમાં પઇરા. છાબને કેઉં કે આજ બએ માંહ થવા આઈવા મોટા છેત મુવેલાને છાંદો હાથ આ વેલો કેની તે આ પોયરાની ચહમજ ફરી ગીએલી. હુંત્રા હરખી બઇરી હાથ કજીઓ કરી આંણીફા-તેણીફા હીંડનો ફરે, ને બહ પેલા હહરીનાંઓ દોહદારનાં કેવાતા મરે તે તેમની હોબતમાં ભાયને તો કેથો દારૂનો ને જુવાનો ચટ લાગેલો, તે ઘરમાં રેવાજ નીકરે. ને નીકરતાં ઘરે આયવો તો કંમબખ્તી. હુંત્રા હરખી બઇરીનાં હાલે-હાલ કરે. તેને મોણે છુટટી ગાળો ભાંડે-મારેછુંદે-આટો-લછન કરે. બસારી બઉં ગરીબ હવભાવની તે હંદું “ગળે ગાંઠ—ને મોહડે કુચો” માંરીને ખમે. પરમદને બસારીને બયડામાં એક ધમોલો એવોતો અફાયલો કે તઈજ તમ્મર ખાઇને બેજોક થઇ પડી, પણ હું કરે ! માટીજ અભાયગો તાં-બસારી પોતાનું હંદુ હંકટ કોને જઈને કહે વારૂં ? ઉંતો ઘભરાઈને ધાંમી ગયલો કેની, મારી પરી હરખી બાયનો અડદાલો કાઢી મેલેલો પણ જાઈને જોઉં તો તે તો કેથો ધમોલો અફાળીને ચાલી ગયલો ને તેતો બાપડી તેમજ હુદ કે બુધ વીના તેમજ પડેલી. મેં કાંદો હુંગાડી ઉહીઆર કરીને પછે બસારી રડવા લાગી કે “વગર વાંકે આજે મને મારી” મેં ઘણો દલાસો દીધો કે કરમનાં લેખ હર-જેલા ટળતા નથી. પસી મને ને કરહનને કાલાવાલા કરવા લાગેલી કે—“એ રાતને વગડે કયાં જાયસે તે હોદી કાહાડો.” આમ બાઈનાં હુકમથી અમો આજ પાંચ દી થયા તેની પુંઠે લાગેલા, પણ આજે પત્તો લાયગો તો માંર એ છેટ તો હંદા દોહતારો હાથે પિઠાંની પાંખેનાંજ એક ખોપટાંમાં દારૂમાં મહન થઇ ફાટું-ફાટું બકતા પડેલા ને હંદાઓ

તેની મહકરી કરે ને ટપલા બી અપાજે તોયે હુદની! એટલાં કોંણ જાંણે કોંણે કીએલું કે અમે છુપા આવેલા તો બહ મારી છલાંગ ને ઉપરો, ને જો પુઠ પકયડી કાંની તે આ જગીઆ પર નહાડી લાયવો. છેટને કેઉં માઈરાતો માઇરા કે હંદાં હાડકાંનો સુરેસુરો કરી લાખીને ઢીલાં ઢસ કરી મેયલાં એ બાપ! તમે ની આઇવા ઓતે તો ખસીત તે અમને જીવતા તો નીજ મેલતે. મકના, બસ્સા મકનાં, એ છેટ ની આવતે તો લોનઓ તો ઘરે વાટજ જોતે જો!

**મકન**—(ટાહુકો પુરીને) હઉવે! હઉવે! કરહન, તું એ ખરૂં કીએલું. હહરાનીઓતો ચુડોજ ભાંગતે તો!

**કરસન**—છેટ, તમે એમને કંઈ હમજાવોતો કેવું? હુનાં હરખી બઇરીને એ અરાંમી પોયરો બઉ પજવે છે જો, મારા હંમ? પણ બસારી બહુ ગરીબ. હંદું મુગે મોહડે ખમેને એવું છતાંબી તેને માંટે જીવ આપવા જાય. અ-મારી હરખી લોઠી હોય તો છછરાનીને તળ જેટલું ઓછુ પડતાંજ કે નીકળી નાંહે!

**મંચેરદારૂ**—તું ખરૂં કેહેશ કરશન, પણ ઉં શું કરૂં? મારૂં એ હુલ્લર પોર્યા પાંશ કંઈ શાલે વારૂં?

**કરસન**—ની શાલે, છેટ, ની શાલે; ઉં હંદૂં જાણું!

**કરસન**—(મકન ઉપર ચીરડાઇને) તારા બાપનું કપાળ જાંણે! તેં હંદું હું જાયણું રે? કેમની ગાંઠે? મારીને લઇને કરીને બે એક દાહડા દોરડાંએ હીકરી મેલી ઉંધો ઠાંયગો હોય તો આપોઆપ ઠેકાંણે આવી જાય! આહાહા! હુકરૂં, મારાં હાંડકાં એણે એવાં કળાયવાં સેકે જાંણે એને તો ઉં રજ્જે "રાઇ-રાઈ બોટી" કરી લાછું
(દાંત્યાં પિસે છે.)

**મંચેરદારૂ**—(તેને તેમ કરતો અટકાવીને) હં હં! કરષન, એ શું બોલેશ? દારૂ-બારૂ ટાંશિયોષ કે શું. તારા

શેઠને વાશટે તારાથી એ'મ બોલાય કે ? એતો હોય, ઠોકર લાગશે એટલે અપોતી મેલે ઠેકાંણે આવીજશે. શાલો, તમે હવે ઝાઓ, હું સાંઝે બાઇને મલવા આવષ. (જાયછે)

**મકન**—ઓ હહરીનાં એમક! એ'મ કોઇ બોલેકે ? છેટ બેટને કાંને જો વાતબાત આહમાંવી કાંની તો બન્નેનો ગું'દર ડોયોજ કરી મેલ હેજો! હં! બસ્સા મોહું બાંધીને બોલઝે.

**કરસન**—ઠીક ભાય, ઠીક. હોમાં તું'જ ડાહ્યોને બિજા હ'દા અકોટીયા સાલ, બાયપાંહે સાલ, ઝઇને કઇએકે છેટને જોવા ગયલા ત'ઇ છેટે માઇરાતો માઈરા કે દહ્ની ફુગી આવેલી ! (દાબતા–દાબતા–બ'ન્ને જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સુરતમાં બાહદુરશાહનો બ'ગલો.

[ બ'ગલાનાં એક સુ'દર દિવાંનખાનામાં બેહરાંમની ઓરત મેહેર એક કોચ ઉપર બેસીને આંખમાંથી આંસુ'ઓ ખેરવતી ગાય છે. પાસેનાં પલ'ગ ઉપર જાલ અને જરબાનું સુતેલાં દિશે છે.]

### ગઝલ–પિલૂ.

("મે' શું' કીધુ' કહે પાપ કે, કરે ખુદા જફા ?"–રાહા)

**મેહેર**—અફસોસ! માહરા પ્રિતમ તને, શું' સુઝે છે આય,
મોહોરદારની કદર તું' પ્યારા, રે બુજે છે આય? ૧.
શરાબનાં બુરાં લખે, ફસ્યો તું' માહરા જાં'ન,
દુ:ખિત્ત એ વિચારથી, મુજ દિલ ધ્રુજે છે આય. ૨.
સુબુધ્ધી આપ યા ખુદા, ખાવિંદને મુજનાં નેક,
"દીલજાં'ન" માહરો ચાક થૈને જીવ મું'જે છે આય. ૩.

( દાસી અમીનાં દાખલ થાય છે, અને પોતાંની બાઈને અફસોસ કરતી દેખી દીલાસા આપે છે.)

## પિલૂ-પદ-તાલ-દાદરો.

("કાહેરૂસે બાલમાં મોરા"-રાહા)

અમીના—

કાંએ રડે બાઇ માહરી, પ્રિતમ એવફા-થકી થાઇ રંજીદા-ટેક.
સબર-સબર દુઃખમાં, એ સૌ ખુદા ઉગારસે,
નાહક તું કાંય જીવપર તુંજ, કરે અરે જફા ?-૧.
દુઃખ સદા કોઇનું રહ્યું નથી-ન રહે કદી,
સબર આબ છાંટ દિલે, ગંમને કર સફા.-૨.

(પોતે પણ રડે છે. મેહેર પાછી
તેને જવાબ આપે છે.)

## પિલૂ-લાવણી.

("અરે હો જગવાલી, સુંન અરજી"—રાહા)

મેહર—અરે સુંન અમીનાં, તું ધ્યાંન ધરી—ટેક.
સબર ખરી છે એજમત ભારી, તુંજ કેહવું નવ ખોટું,
પણ સંસારે પતિ તણું તો, દુઃખ ખરે છે મોટું,
અગણિત બિજા સુખ હોય પણ, આ સુખવિન સૌ છેટુ રે,
મુજ "દીલજાંન" રિદા છે તો પણ, ઢંગ મુજ ખાવિંદ
જોતું, કરમની ફુટી છું ખરી.

અમીના—(પોતાંની આંખ્યોમાનાં આંજુઓ નુંછતી) બાઇ, તમાંરો આ દુઃખ ભરેલો કકલાટ જોઇ માહરી સખ્તમાં સખ્ત છાતી પણ પીગલી મોમ થઇને ભરાઇ આવે છે. શું કરશો, શેઠને શરાબબાજીનો બુરો લખ લાગ્યો છે અને તેમાં તેઓ પોતાનાં બુઝરગોથી મળેલી દોલતનો નાંશ કરે છે. વળી ઓછાંમાં પુરૂં પેલા મુજીઓ જેઓ દોસ્તદારો થઈ મરવાનો શરમ ભર્યો દાવો કરે છે

તેઓ—સામું ઉત્તેજન આપે છે. યા ખુદા! મારી ફરેસ્તા ખસલતની ગરીબ–નેકજાદ બાઇ ઉપર આ કેવો ગજબ!

(કરસન અને મકન પાંસળી દાબતા અને કાંસ્તા કુંસ્તા દાખલ થાય છે.)

**મકન**—(વાંકો વળીને) મારી લાયખારે બાપલા!

**કરસન**—(બેસી પડીને) ઓ મારા બાપ! કોપરીયું ને મંડીયું એવું કળેકે જાણે ઓય એક વીલીટમાં નીકળી પડે!

**મકન**—(ડોકું હલાવીને) બાપા એવી નોકરી કરાય ઓની ને એવા છોકટ છેટની છેવા થાયઓની!

(મેહેરને)

અરે બાય, અમારાં કરમની કાંહાંણી હું કહીયે. તમારો ઓકમ થીએલોને ઉંને કરહન બન્ને હાથે છેટની ધિછાડી ગીએલા પણ હજીતો પીઠાંની ફાટવાટે જોઇએ તેવામે આજેજ હવારનાં છોલાવી બોકંડાં જેવાં કરાવી મેલેલાં આ (માથું બતાવીને) ટુમલાં ઉપર ડપાડપ ડપેણાં આવી પડેલાં, ને હુદને બુદ હંદું જતું રીએલું. મંસેરદારૂ આયવા ની ઓતે કાંની તો આટલી વારે તો કેવારનાં ખાટલી પર હુઇને મહાંણ કાંઠે પોંચીજતે. બાપ–બાપ, જબરા માયરારે!

**કરસન**—બાયને કેઉં ટુમલે–ટુમલાં ફોડી લાખેલાં.

(બેહરાંમ આ વાતચીત ચાલે છે એટલાં આવી લાગે છે અને છુપ્યો ઉભોરહી સાંભળે છે. થોડોવાર બાજુએ ઉભો રહી પછે એક પેટીને ઓથે સંતાય છે.)

**અમીના**—કોણે શેઠે મારેલા કે?

**મકન**—તો વળી બીજું કોણ! મારીને પિચાદે–પિચાદો કાઢી લાખેલો.

**કરસન**—અરે બેન એક પાટું મકનાંને માયરૂંને-બીજું પાટું મારી કેડપર, એવું માયરૂં કે કચ દેતીકે મ-યડીજ મેલી. ઓ ! અજુ હુદી કળતરની ભાગેલું. મારી લોઠી પાંહે ઉનું-પાણી કરી હેકાવીને કાંદોને તેલ, અળદરમાં હાતે કકડાવી ચોબા દીધા ત્યારેજ જરીક કળ વળેલી તો.

**બેહરાંમ**—(એકા એક છુપાયલી જગ્યાથી નીકળી આવીને) ઓ તારી રાંણ મરે ! શું બોલ્યો ?

**કરસન**—(જોતાં વારજ ભારે હેબતી જઇ-ચમકીને) ઓ બાપરે ! માઇરા હાર ! બસ્સા મકનાં ! નાંછનીતો કમબખ્તી !

(બન્ને નાહાસવા કરે છે. બેહરાંમ બન્નેનાં હાથ પકડી લેછે.)

**બેહરાંમ**—(પકડતાં પકડતાં) ઉભા રહો હરાંમખોરો ! તમારાં હાડકાં હજી બરાબર કળ્યાં નથી તે જરા સરખાં કળાઉં. માહરી બઇરી પાસ માહરી રાવ ખાવા આવ્યા ? મુંજીઓ ! ચંડાળો ! સ્ચુપીડો !

**મકન**—મારા બાપનાં હમ ! (ધભરાઇને) ખોટુંની બોલું. ઉંએ તો એક-એક-એક-બ-બ-બ-બોલ-બોલ-બ-બ-બોલની કીએલો. આતો કેની-કેની તે છે તે-કે—

**બેહરાંમ**—(તડ દઇને એક તમાંચો તતડાવી કાહા-ડીને) ચુપ રહે બેવકુફ બદમાંસ ! હું તને સારી રીતે ઓ-લખું છું. મેં તુને—

**મકન**—(રડીને) અરે છાબ, મેંતો—

**બેહરાંમ**—(ચિરડાઇને) ચુપ ! (કરસનને) કેમ બ-ચ્ચા, તેં શીશી ચાડી કીધી?

**કરસન**—(ધાભરો બનીને) અરે છાબ, ઉંએ તો કાંઇએની કીએલું. એતો છાછરીનો મકનોજ બોયલા કીધેલો. છાવાને મેં કીએલું કે છેટ બેટ આવી લાગ હેતો,

કેઉં પાંહલી રંગી મેલહે તો હંમલેજની. છાબ, મને રખે મારતા, હવારનું હંદુ દીલ મારીને અકરહી રીએલું છે.

**બેહરાંમ**—(ચિરડાઇને) અરે મેં હવડાં છુપાઈને મારે કાંનો-કાંન સાંભળ્યું તોબી તું મને જુઠો પાડવા માંગે છે? હળદને કાંદો લગાડેલો વિગેરે વાત તેં હમણાં નહિ કીધેલી? (તમાંચો લગાવે છે.)

**કરસન**—(એક હાથે ગાલ પસવાળીને)છાબ મારતા રખે! તે તો મેં બાયને ની પન અમીનાંને કીએલું.

**બેહરાંમ**—(ચિરડાઇ) રાસ્કલ ચોર! જ્યારે હવે સપડાયો ત્યારે "વાંણિયા હવે ફેરવી તોલ, ઉસ્કો દો સીંગથે!" જેવી ગત લગાડે છે? (એક મુક્કી ચોઢી કાહાડે છે-કરસન બુમ મારે છે. મંચેરદારૂ પાછા દોડી આવે છે.)

**મકન**—(મંચેરદારૂને જોઇને)ઓ છવારવાલા છેત, અરેઅમને ગરીબ મનખોને ઠોરવોરે મારીને છેટકે તેવારથી હંદા હલકા કરી મેલેલા!

**મંચેરદારૂ**—(વચ્ચે પડીને)અરે બેહેરાંમશી! એ શો ઝુલુમ? અરે કંઇ આગલો-પાશલો વિશાર કરોષ કે એમજ શવારથી વગર વિશારે બિશારા ગરીબ મોનીખોને કેષરી ઝીલાવ્યા કરશો? શોડો-શોડો; નાહક શું કોમ મારોષ.

(વચ્ચે પડીને છોડવે છે-બંન્ને છુટા બરાબર વંજો માપી જાય છે.)

**મંચેરદારૂ**—(તેઓનાં ગયા પછી) તમોને કંઇ ખ્યાલશે? એવા ગધ્ધઇ માંરથીઓ મરીગીયા તો શરકારમાં તમે શું ઝવાબ આપશો?

**બેહરાંમ**--(ચિરડાઇને) વારૂં--વારૂં—તમારાંમાજ અક્કલ છે તે મેં જાણ્યું. એ માણુશોને મેં પોતે પરણાવેલા છે, સબબ તેઓ ઉપર માહરો હક્ક ચાલે છે, અને

તે સત્તા કેમ ચલાવવી તે હું સારી રીતે શમજી શકું છુ એટલે મને તમારી સલ્લાહની જરૂર નથી. માહારા ભોલા પિતાજીનાં વખતમાંજ તમારી સરવે ડફાંસ અને લભાસ ચાલી ગઇ, હવે મારી પાંસ નહિ ચાલશે તે યાદ રાખજો. તમે કોંણ મને અકકલ આપનાંર? આબરૂમાં અહીંથી ચાલી જાઓ, તમને મારાં ઘેરમાં આવવાની તાકદ શું?

**મંચેરદારૂ**—(ચિરડાઇને જતાં-જતાં) બેહરાંમશી! જો તમારી મરજીઝ હોય તો ઉં જાઉંશ,પણ એટલું કેવા દેવોકે પૈસાની આગથી તમાંરી આખમાં ગરૂરીનો સાહેયો ફરી વલ્યોષ, પણ આખર તે તમને ૯નાં કરશે એ મારા બોલની યાદ રાખઝો. તમારા બાવા મરનાર બરઝોરજી બાહદુરશાહનો હું એક ચાકર હતો, મેં તેવણનું નીમક ખાધુંશ, અને તેથીજ તમારી આએ ખરાબ ચાલતે આએ વખત હું તાંમોષ કરી ચાલી જાઉંશ; નહીં તો ઝો તમારી જગ્યાપર કોઇ બિઝો હતે તો તેનાં દાંત તોડી પાડવાને હું શુકતે નહિ! (ગુસ્સામાં ચાલી જાય છે.)

**બેહરાંમ**—મેહરી, અહીં આવ. ખરૂં બોલ તેં એ બે ગુલાંમોને માહરી પાછલ જાસુસ તરીકે જોવા મોકલ્યા હતા?

**મેહેર**—પ્યારા ખાવિંદ, હું કશું જાણતી નથી. (મનમાં) વળી "હા" કહીને ક્યાં હુલકાવી મેલું!

**બેહરાંમ**—જો રાંન, એ ચાલા માહરે કાંમના નહિ હો. પરમદીને હાડકાં રંગ્યાં તે ખબર નહિ? ખબરદાર માહરી પાછલ તેં એવાં—એવાં લફરાંઓ મોકલ્યાંચ તો તારીવાત તેં જાણી?

**મેહેર**—વારૂંજી, નહિ મોકલસ, પન વાહલા ખાવિંદ તે એક સરતે.

**બેહરાંમ**—શું સરત?

**મેહેર**—હા. જો તમો લુચ્ચા દોસ્તોની સોબત છોડી દઇને દારૂ અને જુગાર તજીદો તો હું તમારી પાછલ કદીબી એવા જાસુસો મોકલું નહિ.

**બેહરાંમ**——પણ રાંડ, જુગાર કોણ રમેચ કે તું જુગારનું નામ કહે છે?

**મેહેર**—બેહરાંમ! મારા ખાવીંદ! હવે વાત ઉડાવો નહિ. એક બારગી તમે જુગાર રમતા નહિ બી હોતો આ દારૂનો લખ એવો છેકે તે તે ઉપર તમને ઉતાર્યા વગર રેહશે નહિ. બેહરાંમ! બેહરાંમ! માહરાં વ્હાલાં જીગર! માહરાં ગલાંના હાર! તમને એ શું સુજેચ "શરાબ, તારૂં ખાતું ખરાબ!" એ કેહેવત શું તમે નથી જાંણતા? જો વ્હાલા ખાવિંદ! (તેની દાહડીમાં હાથ ઘાલે છે) એટલી અરજ—ખોદા ખાતર—મારી કબુલ કરો, અને એ ભુંડા લખને દુર કરી સારી રાહે ચાલો. જો જો કે આખર એમાંથી સારૂં પરિણાંમ નિપજશે નહિ. માહરી આંખોનાં નુંર! હજીબી એ બુરી બદીનાં ગારમાં નાંખેલો પગ પાછો કાહાડો શરાબ અને જુગાર—એ બે કોઇનાં થયા નથી ને થશે નહિ એ તમારાં જીગરમાં લખી રાખો. તેનાં શિકારનો અંતે નાશ—ભયંકાર નાશજ છે. ઓ ખુદા! માહરા ખાવિંદને એ માહા બુરી બદીથી અટકાવ!

**બેહરાંમ**—(ચિરડાઇને) ચાલ—ચાલ રાંડ લુચ્ચી! કોણને સિખવવા આવીચ? કાળુંકર તારૂં અહીંથી! નહિ તો હાડકાંનો ચુરેચુરો કરશ. હું દારૂ પીઉં કે જુગાર રમું તેમાં તારા બાપનું શું વ્હાલ લુટાઈને નખોદ જાય છે કે—વચમાં પડીને—અક્કલ આપવા આવી છે?

**મેહેર**—(નમનતાઇથી સમજાવીને) વ્હાલા ખાવિંદ! તમારા મરનાર પિતાજીની હૈયાતીમાં તમો કેવા નેક રાહે ચાલનારા અને માહરી સાથ પ્યારથી વરતનારા ભરથાર હતા? ને તેમનાં મરણને હજી તો માત્ર થોડાજ માસ વિત્યા છે એટલાં જુગાર અને શરાબબાજીનો પેશો અખ્તીયાર કરી

કેવા એક જુલ્મી ભરથાર બન્યા છો? અરે બેહરાંમ,— મારા બેહરાંમ! ભવિષ માંટે વિચાર કરજો કે એ પૈસા સદા કોઇનાં રહ્યા નથી ને રેહશેબી નહિ.

બેહરાંમ—(અરધો ચિરડાઇને અરધો ટકોરની તોરમાં) વારૂંજી, કંઇ બીજું? બોલો–બોલો; જેબી તમારા પેટમાં એટલા દિવસનું ભરેલું હોય તે ખાલી કરો. (ચિરડાઇ જઇને) ઓ હટીલી ઓરત! તું ચુપ રહી મરે છે કે નહિ. માહરા પિતાની રૂ. ૨૫) હજારની મોટી દોલત થઇ–થઇને કેટલી કમતી થશે. હે હેમક! શરાબ પિવાની ખુદરતી મજાહની મીઠી મધુરી તું શું જાણે? અરે બેવકુફ? જેણે શરાબ પિધો નથી તેણે દુનિયાંની એક મોટાંમાં મોટી મજાહ ભોગવી નથી એમ હું સમજુંછું. આહા! શરાબ! શરાબ! તારી મીઠી લ્હેર, તારી દીલખુશ મજાહ, તાહરી ગોલાબી ઉંઘ, તાહરા સમર કંદી કતરા, દુ:ખી જીગરને રાહત બખશનારા છે. ઓ શરાબ! જેણે તને નહિ પિધો તે ખરેજ બેવકુફ–બુબખ–બાયલો–બીન અનુભવી–બીન અકલી અને બેખબર છે. શરાબ! તાહરૂં ગલાશ જીગરને લાલમલાલ બનાવે છે. શરાબ! તારો મીઠો ગોટ, મોહા ઉપર કીરમજી રંગની તેજી અને સૂર્ખ લાલી લાવે છે. શરાબ! તારો સેવનારો એક મસ્ત જબરદસ્ત હાથ્થી અને જેહાં પેહેલવાંન તાજ બખસ રૂસ્તમ પેહેલવાંન સમાંન પિલતન પેહેલવાંન બને છે. આહા! દુ:ખનો ભુલાવનાર, સુખનો વધારનાર રંજનો મિટાવનાર, ગંમનો ભુલાવનાર, સુખમાં સુવાડનાંર, દુ:ખથી ટળાવનાંર દુનિયાંમાં જો કોઇબી એજમતી અમ્રત હોય તો તે આ રોશન જીગર કરનાર શીરાજી શરાબ છે. શરાબ! શરાબ! તાહરી મજાહ અપાર છે; તારી જાંમ આબે–હૈયાતની પવિત્ર જામથી પણ ચઢતી છે—

## ધનાસરી પિલૂ—ગઝલ—તાલ દીપચંદિ.

("તેરેશાંની અગર કોઈ, બશર હોવે તો મચ જાનું"—રાહા)

ખરી સુખની એ લાલમ લાલ, શરાબી જામ છે યારો.
પિધું જેણે ન એ અમરત, ખરો તે કર્મનો કારો. ૧.
દિયે છે દોશ જગએને, જુઠો કે એ બુરો છે લખ;
જુઠી તકરાર છે જાંણો, કરે ગમને સદા સારો. ૨.
છે દુનિયાંમાં ખરૂં સુખતો, શરાબી જામ પીવાનું;
મરણ તક ના તજું એને. ફિદા છે પ્રાંણ આ મારો. ૩
છે ચઢતી એ શરાબી જામ, પવિત્ર સર્વે આબોમાં;
જીગર—"**દીલજાંન**"થી હિંણે, ખરાજેઓ છે બદકારો. ૪

(ગાઇ રહીને) માંટે, એ બદલ જો તું મને એક શખુંન પણ બોલવાની હિમ્મત કરશે તો તાહરી જબાં ખેંચી કાહાડશ. (ગુસ્સામાં જતો રહે છે.)

---

## પ્રવેશ ૩ જો.

### તાપી નદીનો કિનારો.

[તાપી નદીનાં કિનારાનું દિસવું. સાંહાંજનો રળીયાંમણો વખત નજર છક્ક કરે છે. સાંમી પારે ભાઠાં ગામનાં ઝુપડાં દિશે છે. બેહરાંમનાં દોસ્તો દારાબ, ખુશરો, બેજન અને ફ્રરાંમ આસ્તે આસ્તે ગાતા-ગાતા એકમેકનાં ખભાં પર હાથ મેલી દાખલ થાય છે. બેજનનાં હાથમાં એક પોટનડું અને ફ્રરાંમનાં કપડાંમાં એક ન્હાની ટોપલી બાંધી લીધેલી નજર આવે છે. લગભગ સમી-સાંજનો વખત હોવાથી ભાઠાં ગામનો દેખાવ બહુ રમણીય દિશે છે. ત્યાં કેટલાંક ઘરોમાં બતીઓ સલગેલી દિશે

છે, અને તાપી નદીનાં નિર્મળ નિરો સાંન્ત-
તાથી વગર બોલવે કે ઉછળવે વેહતાં દિશેછે.]

## ગાયન.

("કોણ હરીવણ ભૂંડી શૂળ કાહાડે"—રાહા)

**દારાબ**—જગે, કરે ફંદ તે ફાવે—

સત રાહે જે ચાલે તેનો, બેહડો પાર નાં આવે—ટેક;

**ખુશરો**—

ફરેબ, ફંદ ને ઢંગ, કપટ, છળ, આ જગમાં જે ચલાવે;
તેજ રહે નિત જાંણો સુખમાં, સ્હેલે પેટ ભરાવે. ૧

**બેજન**—

ખુદા-ખુદા કરી યાદ પલો-પલ, બદિ ન મને વસાવે;
તે જન-રખડે આ દુનિયાંમાં, નાહક સર દુઃખ લાવે. ૨

**ફરાંમ**—

જુઠાંની છે જગ આ સારી, સાચો જસનાં પાવે;
"**દીલજાન**" જુઠપર પરસન ચાહી આસ પુરાવે. ૩

**દારાબ**—(ગાયન પુરૂં થતાં) હા દોસ્તો, ખરૂં કહ્યું. આ પાપી દુનિયાંમાં જુઠાની આશા જેમ પરીપુર્ણ પુરે છે તેમ આપણે પેલા છાંદાવાલા બેવકુફ બેહરાંમ માંટે બિછાવેલી બાજીમાં પણ ચાહતું કિરતારનું તો ફાવી જઇશું.

**ખુશરો**—પણ બિરાદરો, તે હજી આવ્યો કેમ નથી?

**બેજન**—(હસીને) અરે તે કંઈ હવડાં આવવાનો હતો? પેહેલ્લાં ઘરમાં "બબા" ની બાટલીનું માથું ભાંજ્યા પછે લપેરા ખાતો-ખાતો આવશે. માંનશે બિરાદર ખુશરો, ગેઇ કાલે તો તું આવ્યો નહિ પણ મેં માહરી નજરે જોયું કે ફરાંમે ને બેહરાંમે-બંન્નેએ મળીને-પાંચ બાટલી બેવડો અને તેબી વળી કડક હજી તો સોટા ભુંજાય તેની

આગમચ ચઢાવ્યો, જેમાં લગભગ ત્રણ બાટલી બેહરાંમે પીધી; પણ એટલું છતાં બી તેને દારૂ એવો પચી રહ્યો છે કે એક બી લપેરો ખાતો નથી, ને સીકનાં સોટા સાથ પાછો દારૂ પીધો!

ફરાંમ—અરે તે શું, તમો ગયા પછી તો હમે બીજી બે બાટલી બેવડો બેહલુ બોખા પાસ મંગાવી પિધો. કાલે ઘેર જતી વેલાએ લુચ્ચાઓ એમને મુંક્કી તાંકીને મને મારવા આવ્યો પણ મેં ખામોશ કરી લીધું. તોબી એનો હું કીનો લેવશ. દોસ્તો, મારૂં માનો તો જેમ શરાબનો શોખ આપણે એને લગાડયો છે તેમ એને જુગારનાં ખાડામાંબી ઉતારીને એનો છાંદો પડાવી લઇએ. એ બુ-બખ-બાયલાને આપણે જેમ સમજાવી શું તેમ તે આંખ મીચીને ઉતરી પડશે. આજે માહરા બેહેસ્તી બપાવાની એક જુની પેટી બોલતાં તેમાંથી આ એક પાસાની જોડી મળી આવી છે. (પાસા ખુશરોને આપે છે) એ પાસા સાથ એક ન્હાની કાગલની કપલી વિંટાળેલી હતી, તેમાં લખેલું છે કે "એ પાસામા એક સરસ કારીગરીથી સીસું ભરેલું છે, જેની મદદથી જુગાર રમવામાં હંમેશાં "પડ પાસાછકપો"જ પડે છે! એ પાસા પાડવાની રીત એ છે કે તેની ઉપલી બાજુએ એક જીણી કાળી ટીપકી છે તે નાખતી વખતે જમણાં હાથ તરફ રાખી નાખવી" એવી રીતે એક સરસ તક આપણે હાથ લાગી છે. માટે દોસ્તો, મારૂં માનો તો આ સરસ તકથી આપણે તેનો છાંદો ઘણી સરસ રીતીથી પડાવી શકીશું. કેમ તમારૂં શું મત?

ખુશરો—(અજબ થઇને) શાબાશ! દોસ્ત ફરાંમ શાબાશ! તેં તો એક જબરી જાળ શેકાર સારૂ બિછાવી?

દારાબ—પણ જોઉં-જોઉં એ પાસા, (ખુશરોનાં હાથમાંથી લઇને ફરાંમનાં કેહેવા મુંજબ કાળી ટીપકી જમણાં હાથ તરફ રાખી નાંખી જોય છે, પાસા બરાબર પડે છે)-વાહ! ખચીત્ત માહરા દોસ્ત, તેં એક એજમતી

તાલ શોધી કાહાડી છે. એ પાસાથી આપણે બેહરાંમની મોટી દોલત સેહેલથી આપણે સ્વાધિન કરી શકીશું. શાબાશ! દોસ્ત ફરાંમ! ધન તારી છાતીને!

[ ફરાંમનો બરડો ઠોકે છે. સરવે જણાં અજબ અજબ થતા તે જુગારી પાસા જોવા પડે છે ]

ખુશરો—( હસીને ) ઠીક છે. આપણે દોસ્ત ફરાંમનો મોટો ઉપકાર માંનવો જોઈએ. એ પાસા હું હાલ તુરત તો માહરી પાસે રાખું છું. પિઠામાં દારૂ પિને મસ્ત બન્યા પછે દોસ્ત બેજન, તું એક જાંણે યાદ આવવાથી બોલતો હોય તેમ બોલજે કે "દારૂ સાથ જુગારબી રમવો જોઇએ, અને ત્યારેજ શરાબની મજાહ દીલપસંદ લાગે છે" એટલે હમો સરવે જણાં એ વાતને ટેકો આપિશું, ને તેને ખાડામાં ઉતારીશું. હુંબી ખુશરો બચ્ચો ખરો તો પેહલો "હાથ" પચાસ હજારનો મારૂં!

[ દુરથી બેહરાંમ આવતો દીશે છે. ખુશરો પેલા બનાવટી-પાસા પોતાનાં એક છુપા ખિસ્સામાં સેરવી દે છે, અને બેહરાંમ સાંમો આવતાંજ સરવે જણાં તેને એસ્તેકબાલ લેવા જતા હોય તેમ સાંમે જાય છે. ]

ખુશરો—( હસીને ) ઓહો! એ કોણ દોસ્ત બેહરાંમ કે? સાહેબ મેહેરબાંન!

બેહરાંમ—( ખુશરો સાથ શેકહેન્ડ કરીને ) સાહેબજી! સાહેબજી! શું તમો હજી અહીંજ છો કે?

દારાબ—( ખુશરોને આંખ મારીને ) તો નહિ? યાર તારી વાટ જોતાં ડોળા તણાંઇ આવ્યા. અંતે થાકીને ભાઠે જવા નીકળ્યા પણ એની માંનું પેટ બળે એના નાવડિયાનું તે તેની કસી ધનનસલ જણાંતીજ નથી. ભાઈ બેજન, મેહેરબાંની કરી અહીંથી જરા પેલે પારનાં ભાનિયાને હાંક પાડ. ( બેજન હાંક પાડે છે પણ કોઇ ત્યાંથી જવાબ દેતું નથી જેથી ચિરડાઇ જાય છે. )

**બેજન**—જીવ તોડ્યો પણ હજી કોઇ જવાબ આપતું નથી. એનો બાપ મરે એનો ગળું જ રૂંધાઇ ગયુંચ.

**ખુશરો**—( હસીને ) ચાલો આપણે સરવે જણાં સાથે હાક પાડીયે કે ભેગા અવાજે તે સાંભળી શકે.

( સઘળા હાંક પાડે છે. )

**સઘળા**—( ઉંચા હાથ કરી તાપી નદીને કિનારે જઇને ) નાવડયારે-નાવડયારે-નાવડયારે ઓહો ઇત ! હોડી લાવરે-હોડી લાવરે-ઓહોઇત !

**ભાંણયો**—( નદીને પેલે પારથી સાંભળીને ) અરે ખમજો-ખમજો બાપ લાવતો છું ઓહોઇત !

[ ખારવો હોડી લાવે છે. બધા જણાં ચિરડાઇને તેને ધપોધપ ધબ્બા અફાળે છે. સર્વે જણાં હોડીમાં બેસે છે, અને ભાંણયો હલેસાં મારી હોડી ચલાવછે. ચંદની ધોલા દીસ જેવી પડેછે.]

**ફરાંસ**—( ભાંણયાંની ગાંમડી બોલીમાં તેની ટોલ કરીને ) બસ્સા ભાંન્યા, હોડી સાલતીસે એટલાં એક હારૂ ઝેવું ગીતડું લલકાર ઝોઉં વારૂં. બસ્સા પિઠાંમાં આવહેતો દારૂનું એક કોપડું પિવા આપાઝો.

**ભાંણયો**—છાબ, તે તો ખરૂં પન મને ની આવ-વતું મલે. અમે ગરીબ મજુર મનીખ ગીત-બીત છું જાનિયે ? તમે છેરી લોક ગીત-બીત હંદું જાંણે.

**દારાબ**—( સમજાવીને ) ગાગા, દિકરા ભાંન્યા. જેવું આવડે તેવું ગા. વળી આપણે ગાંમડેનાં ગીતડાં તો જેવાં-તેવાંજ તો. મંભઇ હેર હરખાં ક્યાંથી આવે ?

**ભાંણયો**—વારૂં છાબ જેમ મરજી. આ ગાઉં છું.

( ગાય છે. )

# ૧૮

## ગરબી.

(" ચાલોરે હંદા-પિવારે ભાઇઓ, ખાટી મીઠી તાડીજી"—રાહા)

છેત અમારા આઇવા વાડી, પાડી તાડી પિજીયે જી,
છારા દીછનો દુઃખિયો જીવડો, પિ તાડીને રિજીયે—
તાડી પિજીયેજી. ૧

ગરિબ ગાંમે તાડી તો આ, માડી દુધ છમ લાગેજી,
ઘુત્રાં છમ છે આજે મોંઘી, તેનું દુઃખ બહુ વાગે—
તાડી પિજીયેજી. ૨

છિકના છોતા ગલમાં-ગલમી, વલી ભુંજેલા ભુંમલાજી,
યાદ આવતી કે છાતી ઉભલે, વેલ ગયા તે છગલા—
તાડી પિજીયેજી. ૩

વાલની પાપડી-કરી ઉબડિયું, છોલી ડપડપ ખાતાજી,
ગોટ-ગોટ પિતા તાડી ઉપરથી, નાચતા-કુદતા જાતા—
તાડી પિજીયેજી. ૪

તે છંદું છપનામાં આજે, મોઠી નાંખી વાંધાજી,
તાડી વણ્ છઉ જોર ગીયું, ને અકડી ગીયા છાંદા—
તાડી પિજીયેજી. ૫

અબકારીનાં દુઃખથી આ છૌ. છંકટ અમને કીધુંજી—
"**દીલજાંન**" છઉનો દુઃખમાં પઇડો, ઘુખ છઉ લુટી લીધું
તાડી પિજીયેજી. ૬

**જેહરાંમ**—(ગાઇ રહ્યા પછી ખુશી થઈને) શાબાશ બચ્ચા ભાંણ્યા! ઘણુંજ સરસ ગીત ગાયું હો. લે બચ્ચા આ ચાટલો ઈનામ આપુંચ. (રૂપિયો આપવા કરે છે.)

**ભાંણ્યો**—છાબ મારી મછકરી કરોછ કે? ગરીબ મનીખ છું. મેં હું કયરૂં કે આંમ પટ દેતો કે એક રૂપૈયો કાઇડો? (લેવાને નાં પાડે છે.)

**દારાબ**—લેલે ભાંણ્યા, શેઠ આપેચ તો લે. તેં અમારો શકુન રાખીને ગાયું, જેથી આએ શેઠનું દીલ રાજી થયું ને આપવા ચાહે છે તો લે બચ્ચા હોડી છોડીને પિઠાંમાં આવજે હો, કબુલાત મુંજબ તુને દારૂબી પાઇશું.

**ભાંણ્યો**—વારૂં બાબ. ( ભાંણ્યો રૂપીઆ લે છે. હોડી પેલે પાર જાય છે, અને સર્વ જણાં ઉતરીને ભાઠાં ભણી જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### બાહાદૂરશાહના બંગલાનો એક પાછલો ભાગ.

[ બેહરાંમનો ઇરાંની ચાકર બેહરાંમ એક ન્હાના ઓરડામાં એક સુંદર લેંમ્પની ચીમની સાફ કરતો દીસેછે. એક બીજો લેંમ્પ સલગાવેલોછે.]

**બેહરાંમ**—( એકલો ) મારો બૉઇ ઓજ બે દાહરો થયો રડે છે કે મારો બીરાંમ બોલતો નથી. મેં બૉઇને કયો તારી બીરાંમ નહિ બોલતી તો હું બીરાંમ બોલેછ કે ની? તો મારી ઉપર ચીરડાઇ ઉથીયો—"મર મુવા મર!" ( નકલ કરીને ) મેં કયો તેમાં શું છે? હુંબી બીરાંમ છે. તો કેહેવા લાગો મારો બૉઇ કે—( નકલ કરીને ) "મરેચ તું મુવા મારા બીરાંમપરથી, ઓવરી લેઉંચ તુંને મારા વરપર" ( જરા હસીને ) આહાહાહા? એ ચીરડાયો તારે કેવો માજાનો લાગેચ !

( દાસી અમીનાં દાખલ થાય છે)

**અમીના**—અરે બેરાંમ? તું તારનો શું કરેચ. બાઇએ કહ્યું કે તુંને હવડાં લાંપ સાફ કરવા કહેઓ તે વધારીને મારા ઓરડામાં મુકીને જલદીથી જમવાનું કાહાડ.

( જાય છે.)

**બેહરાંમ**—( એકલો ) મારો બાઇ બપકો નહિ કરેચ એટલો આ ઓમીનાં કરીચ. ( તેની ખીચ પાડીને ) "બીરાંમ-બીરાંમ" કરતો કેવો આવેચ, ને ચા આપવાને થોડા વખત લાગેચ તો કેવા મીજાજ કરેચ !

( મેહેર અંદરથી બેહરાંમને હાંક પાડે છે.)
જી, ઓવીજી. ( મેહેર દાખલ થાય છે.)

**મેહેર**—અરે બેહરાંમ ! કેટલો વાર ? જોની જાની જલદી લાંપ વધારને જમવાનું કાહાડ. જાલ ભુખો થયોચ.

**બેહરાંમ**—હા, મારો બાઈ, હું હવડાં કાહાડેચ.

( લેંમ્પ વધારી લઈ જાય છે. મેહેર એક બાજુયે વિલાપ કરતી ઉભી રહે છે.)

**મેહેર**—અરે ખુદા ! મારા ખાવિંદ વગર ખાવા જતાં મને જરાએ ગમતું નથી. બેહરાંમ ! બેહરાંમ ! તું કાંએ મારો સુખી જીવ સંતાપમાં નાખેચ ? ખાવું પીવું સરવે મારા બેહરાંમની ગેહરહાજરીમાં ઝેર મીસાલ લાગેચ, પણ જો ટેબલપર નહિ જાઉં તો મારાં ગોલાબ જેવાં બચ્ચાં ભુખ્યાં રહે, અને મને નહિ ખાતી જોય તો પોતે પણ નહિં ખાય સબબ ફરજ્યાતબી જવા વગર છુટકો નથી. જાલ કયારનો ભુખો થયો છે અને જરબાનુંબી મને જમવા* બોલાવે છે માંટે જવા વગર છુટકો નથી ખુદાનું દીધું મને બધું સુખ છે પણ ખાવીંદનું સુખ નથી. આએ સંસારમાં મરદનું સુખ, એ સર્વ સુખોમાં ચઢીયાતાપણું ભોગવે છે, અને જે સ્ત્રી બિજાં ગમે એવાં સુખો છતાં એ સુખથી કમનસિબ હોય તે ખરીજ અભાગણી જાણવી.

( ગાય છે. )

## પરજ-કાલિંગડા.

("ખુંધી લંગડી-અથવા-"જરસે તવંગર-ફરબે સિકંદર"-રાહા)

ખાવિંદ સારો-સુખ દેનારો-કદી બિચારો-દે દુઃખ નહિ,
તેવા વરને-આપી કરને-વરવા જેવું સુખ નહિ.
ખાવિંદ જેનો-ભુંડો તેનો-સમજો એનો-નવ તાળો,
સૂખ નથી ત્યાં-સંપ નથી જ્યાં, ભવ-સાગર તેનો કાળો.
જરથી તવંગર-કેમે શિકંદર-સૂખમાં ચઢતર-હોય કદી,
ખાવિંદ જેનો, ભુંડો-તેનો, તેને તે નવ શકે સદી.

ખાવિંદ જેવું સૂખ નહિ,
વળિ બદ ખાવિંદસમ દુઃખ નહિ,
એ સુખ સમ બિજું અલૂક નહિ,
બદ ખાવિંદ જેવી ચૂક નહિ,

"દિલજાંન"માહરો-ગંમથી સારો-ભર્યો, જરાબી ભૂખ નહિ
ખાવિંદ વણ મુંજ-કેમ પડે સુજ, ખાવિંદ જેવું સૂખ નહી.
ખાવિંદ સારો૦—૧.

(અફસોસ કરતી ગમગીન ચેહેરે જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—ભાઠું.

### બેહેલા બોખાનું પિઠું.

[ ઘણાંક ગામડિયાઓ દારૂ તાડિ પિવાને બેઠેલા દિશે છે. એક બાજુએ બેહલુ બોખાનો ચાકર સોમલો સિકનાં સોટા ભુંજતો દિશે છે. વખત રાતનો હોવાથી બેઉ બાજુએ બે ગાંમઠી ફાંનસોમાં ડબ્બા સલગાવેલા દિશે છે પિઠાંને લગતાજ એક ન્હાનાં પણ સફાઈદાર ગાળામાં

એક વિલાયતી ફાંનસ ટાંગેલું છે, અને જમિનપર એક સેતરંજી પાંથરી તે ઉપર રકાબીઓ તથા મોટાં ન્હાનાં ગ્લાસ-ટંબલરો ફરતે ગોઠવી મેલેલાં છે. ચંદની પોતાંની પુર પ્રકાશિત રૂપેરી રોશનીમાં પ્રદીપ્ત થાયલી દિશે છે. બેહરાંમ-ખુશરો, દારાબ, બેજન અને ફરાંમ ધીમી ચાલે ગાતા-ગાતા દાખલ થાય છે.]

## ગજલ-સારંગ.

("અજબ છે પ્રભુ તાહરી લિલાનો રંગ"—એ રાહ)

**સઘલા**—ખરી ખુશનુમાં છે ખિલી આજ રાત,
સુશોભિત છે ચંદની સિતારા સંગાત. ૧.

**બેહરાંમ**—જીગર દેખિ હરખે, ફુંકે ઠંડ લ્હેર;
દીલ ખુશ બનીને ભુલે સર્વ કહેર. ૨.

**ખુશરો**—જુઓ જ્યાં-દિસે ત્યાં, રૂપેરી વરખ;
સમાયો ન દિલમાં એ જાએ હરખ. ૩.

**દારાબ**—ખુદા તાહરી ખુદરત, અજબ છે ખરે;
દિસે સૂર્ય-રાત્રે એ ચંદની કરે. ૪.

**ફરાંમ**—નદી ધીમે વ્હે છે, બની સ્વસ્થ-સ્થિર,
રૂપ્પાં સમ ચલ્કે છે, તાપી નાં નિર. ૫.

**બેજન**—રસિલી આ રાત્રે, અજબ છે મજાહ,
ખુદા એવી ચંદની તું આપો સદા. ૬.

**સઘલા**—અમારો આ "દિલજાંન" ચંદની થકી,
ખુશામાં ખીલીને ગયો છે છકી. ૭.

**બેહરાંમ**—(ગાયન પુરૂં થવા પછી બધા જણાં બેઠા બાદ) કેમ બચ્ચા સોમલા, મજાના તીખાતમતમતા સીકનાં સોટા ભુંજ્યાચ કે?

**સોમલો**—(સોટાની બે સીક ગરમાં-ગરમ લાવી આપીને) હા છાબ, તૈયાર છે.

**બેહરાંમ**—(ચાખી જોઇને) શાબાશ! બચ્ચા ખુબ મરચાં ચઢાવેલાં છે. એનું નામ તે સોટા!

**દારાબ**—(ચાખી જોઈને) વાહવાહરે બચ્ચા સોમલા તું તો જબરો કોઈ ચટાકો ખાનાર દેખું! ખુશરો, આએ ચાખીજો દોસ્ત, કંઇ એટલાં મરચાં ભભરાવેલાં છે કે એવડાનાં કોપટાં સાથેતો આતરડાં વેર ચચરતુંજ જશે.

(આપેછે.)

**ખુશરો**—(ખાઇને) વાહ! એને એક લાતનું—અરે નહિરે એક લાખનું ઇનામ આપવું જોઇએ! (તેની બોલીમાં મશ્કરી કરે છે.) દિકરા છોમલા, તેં તો બઉજ કેથું તીખું કીધેલું. છછરીનાં મારૂં મોડું હંદું મરચાંથી બલાઇ ગયલુંનેરે!

(એ વાત ચાલે છે એટલાં બેહરાંમ ઉઠીને પીઠાંનાં માહેલા ભાગમાં બેહલુ બોખા પાસ જાય છે.)

**સોમલો**—(હસીને) તો છાબ ઉંછું કરૂં? બેલાંમજી છેતે લંઇને કરીને હાંજે કેવાયરૂં કે આજે છોતા બઉ તીખ્ખા કરજે, તે ઉંએ કીધેલા.

**ખુશરો**—વારૂં તે તો થયું, પણ બેહલુ? (હાંક મારેછે.)

**બેહલુ**—(અંદરથી) આઇવો-આઇવો!

**ખુશરો**—લાવની તો બા અવે ખોટી કાંએ કરેચ? જરા ટકોરો ચઢાવા દેની કે જરા પેટમાં આંતરડાંને કળ વળે! પેહલાં પેલી સવારે કહેલી તાડી એમ આવવા દેજો.

(બેહરાંમ બેહલુ સાથે આવે છે.)

**બેહલુ**—(તાડીનું ઠાંમ તથા દારૂની બાટલીઓ લાવીને) આ એલી તાડી-ને આ રીયો દારૂ. (મુકે છે.)

**ખુશરો**—(બેહરાંમને મોડું નુંછતો જોઈને) પણ એ મોઢું શાનું નુંછેચ? હજી તો કંઇ ચઢાવ્યું નથી.

**બેહુરાંમ**—(હસીને મોહ્ડું નુંછતો) અરે ભાઈ, હું તો સારનો એક બાટલી બેવડો ચઢાવી રહ્યો.

**ખુશરો**—(અજબ થઇને હસતો હસતો) ઓ તારૂં નખોદ જાય! તુંને થયુંચ શું બેહરાંમ? ભુખે પેટે રાખસ જેવા બેવડાની બાટલીનું માથું ભાંજી આવ્યો? કડક દારૂ પિયે છે પણ કલેજું કપાઇને પોંહતો થઈ રેહશે જો!

**બેહુરાંમ**—અરે! એવી તો દસ બાટલી પીને તુંને ખાંધપર ઉચકી આખું સુરત શેહેર ફરી આઉં.

**બેજન**—(ખુશરોને આંખમારીને) નહિરે ભાઈ, એને તો આદત! (બાજુમાં ખુશરોને) ભાઇ માહરાને ખબરબી નથી કે સેવકો તમારીજ પૂઠે લાગેલા છે!

**ખુશરો**—(બાજુમાં બેજનને) બેજન, ચુપ! પેલો આપણી તરફ જોય છે, વખતે કંઇ શક પડશે તો પિસે નહિ જો. (બેહરાંમને) ભાઇ, તુંને સદે તે પીએ. અમારા જેવા મુંઢલ-મુંડિયાઓથી કંઇ પીવાય?

**બેહરાંમ**—(મુંછપર તાવ દેઇ મગરૂર થઇને) નહિજ તો વળી.

**દારાબ**— } (બંન્ને ખાતા-ખાતા) પણ તમે ત્રણે
**ફરાંમ**— } જણ ખાશો કે મરાયાજ કરવાનાં?

બેરાંમે તો તળીયું તાહાડું કીધેલું છે, માંટે તું કાંય નકામો વચમાં કોરડો રહી જાએચ?

**ખુશરો**—(દારાબની પાંસે ખસીને) અરે લેની ભાઇ આ આવ્યો. હું રહીરહીને નાંનાં ને નાંનાં એવા ડબુસા મારસ કે ચારથી પાંચમાં બુકમાં આખી સીક પાર! (બેહરાંમને) પાસેથી આવની ભાઇ, તાહરે વડે-અને તાહરે પૈસે તો આ સરવે મજાહ ભોગવ્યેચ.

(સરવે જણાં ખાય છે. બેહરાંમ બેવડાની બાટલી ટાંસવા માંડે છે.)

**દારાબ**—( અજબ થઇને )  આ એને થયું શું ! સીક, ઉબડિયું કંઇ ખાતો નહિ ને બસ દારૂજ ટાંસેચ ?

**બેહરાંમ**—નહિ બા, મારે તે નથી ખાવું. સરાબ જેવું મિઠું શું છે? જેણે પેટ ભરીને શરાબ નહિ પીધો તે દુનિયામાં ખરો બુબખ છે.

**દારાબ**—(ખુશરોનાં કાંનમાં) એ ભાઇ તો હવડાં-થીજ ટેં થવા માંડયાચ હો ! આખી રાત મજાહ છે. એને હવે મનાં કરવીજ નહિ. (બન્ને કાંઇ ગોઠ કરે છે.)

**ખુશરો**—( જરાવાર રહીને ) કેમ દારાબ, તું કંઈ ખાતો નથી ?

**દારાબ**—શું હું એખલોજ ખાઉં ? બેજન ત્યારથી ખાતો નથી.

**ખુશરો**—કેમરે ?

**બેજન**—તો શું ? રોજ ઉઠીને બસ દારૂ–તાડિને સીક? બીજું કંઇજ નહિ. કંઇ પાના–ચોપટ કે સોટકાં હોય તો મજાહ પડે.

**બેહરાંમ**—હું ચોપટને પાનાં મંગાઉં ? માહરા સમ, હમણાં સોમલો લઇ આવશે. અહીંઆવ સોમલા, જાતો બા આપણે ઘેરે ને ચોપટનું પાટીઉંને પાનાંનો કાડ લઇ, આવ. (સોમલો જાય છે.)

**બેજન**—રોજ આખી–આખી રાત આપણે ટોલ ટપામાં કાહાડીએચ તેને બદલે એવું રમતગમતનું કંઈ હોય તો મજાહ પડે. થોડોવાર પાનાં–થોડોવાર ચોપટ એમ રમીએ તો વખત કયાં વહી જાય તે પણ માલમ નહિ પડે. (ભાંણ્યો હોડીવાલો આવે છે.)

**દારાબ**—(હસીને) ઓહોહોહો ! આપણો હોડીવાલો ભાંણ્યો આવ્યો ! અહીં આવ, અહીં આવ, સોમલા, એક ખુરશી લાવ! (તેની મશકેરી કરે છે. બેજન ઉઠી તેનું પાંખડું પકડીને જબરીથી—તે નહિ આવવા છતાં—ખેંચી લાવી વચમાં બેસાડે છે.)

**બેહરાંમ**—બીચારો આપણાં કેહવા મુજબ દારૂપીવા આપો હરા. આપો આપો બાચારાને (એક ધબ્બો તતડાવે છે. ભાંણ્યો ઘભરાઈ જાય છે. બધા હસે છે.)

**ભાંણ્યો**—છાબ, ઉં ગરીબ મનીખ છું. મારી હેને હારૂ મહકરી કરો?

**દારાબ**—(એક ઢોલ મારીને) અરે ગાંડા, એ મહકરી નહિ, એતો અમારી લહકરી રીત છે. સસરીનો હોડો જલદી નથી લાવતો નહિ?

**ભાંણ્યો**—નીરેછાબ, ઉંએ હાભલેલુંની નીકર મારો પરાંણુ આપી દઉં.

**બેજન**—તારી લોઠીપર પરાંણુ આપ. અમને કાંએ ગુનેહગાર કરવા ચાહેચ?

[સોમલો પાનાં અને ચોપટનું પાટીઉં લઈ આવે છે. દારાબ સમયસૂચકતા વાપરીને સર્વ જણાં ભાંણ્યા સાથ વાતમાં પડયા છે એટલાં સોમલા પાસ જઈ સોટકાંની કોથળીમાંથી પાસા કાહાડા લઈ પોતા પાસ છુપાવી દે છે, અને કોથળીનું મોહોડું સરખું બાંધી પોતાની જગ્યાપર આવી બેસે છે.]

**બેજન**—(ચોપટ જોઇને) અહીં લાવ સોમલા, (સોમલો મુકે છે) એના જેવી મજાહ નહિ.

**દારાબ**—અરે બા બેહલુ, એ ભાંણ્યાને એક બાટલી ભરીને દારૂ આપજે. હું પૈસા આપશ, જા બચ્ચા. (ભાંણ્યો અંદર જાય છે) ભાઇ બેજન, આપણે પેહેલાં પાનાંજ રમિયે તો કેવું વારૂ?

(અસારતમાં "ના" કેહેવાની આંખ મારે છે.)

**બેજન**—નહિ-નહિ, એટલા જણાં છૈએ તે કેમ રમી શકશું? માટે ચોપટપરજ બેસિયે કે મજાહ પડે ને બધા જણાં રમી શકે. પણ ખુશરો, હું એમ પુછુંછું કે કે આપણે અમથા રમિયે તેને બદલે હાર-જીતનો દાવ માંડીને થોડા-થોડા પૈસા કાહાડી રમિયે તો કેવું? કેમ બેહરાંમ, તારૂં શું મત છે?

**બેહરાંમ**—(ખુશી થઇને) ઓલ્લો! ઘણુંજ સરસ! સુના કરતાંબી પીળું! ચાલ બેજન, પેહલાં આપણેજ બે જણાં દાવ માંડીને શરૂઆત કરિયે. (સોટકાંની કોથળી છોડી પાસા સોધે છે) બોલ કેટલાની સરત મારે છે? સો-બસો નહિ હો, મારી સાથ તો બા હજારની વાત કરજે! (કોથળી નીચે ખાલી કરીને) ઓતજા! એમાં પાસા નથી. એ કાંહાં ગીયા વારૂ? જા ઘરે રહી ગયા. હવે કેમ કરીએ? પાછો મોકલવો પડશે. દિકરા સોમલા?

**સોમલો**—(અંદરથી) આઇવો છાબ.

**ખુશરો**—(ડોલ ઘાલીને) અરે પણ શું કરવા, પાસાજ જોઇએચ કે ની? મારી પાસ છે.

**દારાબ**—(આસ્તેથી) બાઇ ખુશરો, આ લે, એની કોથળીમાંથી મેં એના ખરા પાસા સોમલો આવતાં વાર કાહાડી લીધા હતા. પેહલી વાર છે માંટે તેને એક વાર જીતાવીને લોભ લગાડવા સારૂ એજ પાસા આપ. (પાસા છુપીથી તેનાં હાથમાં સેરવે છે) પછી બીજી વેલા બેજન-નની નાંખવાની વારી આવે ત્યારે તેનાં હાથમાં ફ્રરાંમવાલા પાસા સેરવી દઈ એ પાછા લઇ લેજે.

**ખુશરો**—(દારાબનાં કાનમાં) શાબાશ દોસ્ત, તેં તો અચ્છું ચોકઠું ગોઠવ્યું. (બેહરાંમને તેની કોથળીમાંથી દારાબે કાહાડી લીધેલા પાસા આપે છે.) લે દોસ્ત, મારી પાસ સરસ જાતનાં પાસા છે.

**બેહરાંમ**—(પાસા જોઇને) નકરા જાણે માહરાજ (બેજનને) કેમ બોલ દોસ્ત, કેટલાની સરત મારવી છે? (હશે છે.)

**ખુશરો**—(વચ્ચે પડીને) અરે હું કહું એક હજાર!

**બેજન**—(હસીને) કબુલ! કબુલ! (પાસા નાખે છે) ચાલ બેટા પડપાસા ચોક બાર!

(સર્વે જણાં પાટીયાંપર વાંકા વળી શું પડયું તે જોવે છે.)

**ફરાંમ**—છ ચાર–દશ પડયા ! (હસીને) ગીયો–ગીયે ફેલ થયો ! !

**બેજન**—(ઉપર જોઈને) દાદારજી મેહેર કરે ! (પાસા હાથમાં ખુબ હીલાવીને) પડપાસા છકબાર, નહિ તો માર્યા ઠાર !

(પાસા નાંખે છે–સર્વ જણા જોવા પડે છે.)

**બેહરાંમ**—(પાસા જોઇને પોતાનાં હરીફની હાર સમજીને) નહિ–નહિ, નથી પડયા. (હશે છે) એ તો છક્ક રેજીના સાત છે ? લાવ હવે મારી વારી આવી. (પાસા લે છે અને ખુબ હલાવી–હલાવીને નાંખે છે. સારાં નસિબે પાસા બાર પડે છે.)

**ખુશરો**—(પાસા જોઇને) શાબાશ ! શાબાશ ! બચ્ચા બેજન ! તું હાર્યો. બેહરાંમની જય ! (બેહરાંમનો હાથ પકડીને) શાબાશ દોસ્ત બેહરાંમ, તેં તો પલકવારમાં રૂપિયા એક હજારની ગાંસડી બાંધી ! (મનમાં બાજુએ) બચ્ચા, ઘેરેજ લઇ જશે તે હું જાણું છું !

**દારાબ**—બેહરાંમ, સપર પેહલાં જીત્યોછ વાસ્તે મેજબાંની આપવી પડશે જો.

**બેહરાંમ**—(હરખથી ઉછલી જઇને) કબુલ—કબુલ ! બા ખુશીથી.

(ખુશી થાય છે. સર્વ જણાં તેને ખિલવવા સારૂં તેની વખાંણ ગાય છે, અને બરડો ઠોકી શાબાશી આપે છે. બેજનને સર્વ જણાં ચિડવતા હોય તેમ તેની ઠેકડી કરે છે.)

**બેજન**—( લગાર ગુસ્સામાંજ હોય તેવું ડોલ કરીને ) અરે હાર્યો તો હાર્યો, પણ મારા તે એક હજાર રૂપિયા નહિ જીતું ત્યાં સુધી હંઈથી ઉઠનાંર નથી. હુંબી ગરદન ફરાજ ફરાંમરજનો દલેર બેટો બેજન છું ! (મનમાં) બચ્ચા આવ હવે મેદાંનમાં ! (મોટેથી) કેમ બેહરાંમ માહરો વિચાર તાહરી સાથ બીજા પાંચ હજારનો દાવ રમવાનો છે. કારણ કે એ સરવે લુચ્ચાઓ મારી હાર

જોઇને હસેચ તે મારાથી શાંખી શકાતું નથી ! બોલીદે, તને કબુલ છે ?

**બેહરાંમ**—(લગાર ગરૂરીથી ફુલાઇ ખુશી થઇને) અરે હાહા. પણ તું એટલો ચીરડાએચ કાંએ ?

**બેજન**—(ખુશરોને આંખ મારીને) અરે ચિરડામ શાંનો. હુંબી ખરો કે તુંને હરાઉં.

**બેહરામ**—વારૂં ઠીક છે ત્યારે, હુંબી કંમર કસું છું. લાવ, પાસા લાવ ?

(બેજન ખુશરોનાં હાથમાંથી પાસા લેવાને મસે ફરાંમવાલા પેલા સીસાંથી ભરેલા પાસા લઇ તેને આપે છે. સરવે જાણું આતુરતા સાથે જોયછે.)

**ખુશરો**—(લગાર ઉશ્કેરીને) ચાલ નાંખ દોસ્ત બેહરાંમ, એતો હવે છીંપર આવી ગયો છે.

**બેહરાંમ**—(પાસા હલાવીને) એનું નામ તે પડ પાસા છક !

(પાસા નાખેછે. ચોકરેજી-પાંચ પડેછે. સર્વ હશેછે.)

**બેજન**—(પાસા લઇને પોતાના રચેલા ફાંદા મુંજબ નીશાની બંધ ગોઠવીને નાખતો-નાખતો) અરે એ શું નાખતો તો, એનાં તો માત્ર પાંચજ પણ સેવક નાંખેચ તે પડ પાસા બાર ખરા ! (નાંખે છે.)

**ફરાંમ**--(પાસા સવલા પડેલા જોઇને) શાબાશ, બેજન જીત્યો !

**બેહરાંમ**—(મનમાં) અરરર! સસરો તો જીત્યો પાંચ હજાર રૂપીયા પાણીમાં ગયા. ખેર મરજી ખુદાની.

**ખુશરો**—(બેહરાંમને) ફિકર નહિ દોસ્ત, ઘભરાનાં. એ તો હોય. એક હારેને એક જીતે. જોયું તું નહિ ? જ્યારે પેહલી વેલા તું જીત્યો ત્યારે એ બેજન કેવો બાયલા મિસાલ રડવા જેવો થઇ ગયો હતો ?

**બેહરાંમ**—(ઉશ્કેરાઇને) લાવ, પાસા લાવ. આએ દસ હજારનો બીજો દાવ. ચાલો આવી જાઓ, કોણ આવેચ.

ફરાંમ—હું હું આઉંછું-ચાલ નાંખ જોઉં પાસા.

(બેહરાંમ દાવ ખેલે છે, પાસા ખોટા પડે છે. ફરાંમ રમે છે, અને તેની જીત થાય છે.)

દારાબ—હુર્રરે! હુર્રરે! પીટ-પીટ હુર્રરે! બેહરાંમની હારની હુર્રરે! ફરાંમની જીતની હુર્રરે!

ખુશરો—(જાંણે દારાબપર ગુસ્સે થતો હોય એમ ડોલા કકડાવીને) ચુપ બેવકુફ! તું હારસે ત્યારે તને કેવું લાગશે!

બેહરાંમ—(બલાપો કરે છે) મુવો હું કમબખ્ત! બેવેલાની સરત હારી જઇને રૂ ૧૫,૦૦૦) નો ખોબો ખોઇ ચુકયો. અફસોસ!

ખુશરો—(સમજાવીને) એ બાયલા! બઇરાંની માફક રૂપીયા ગીયા તેને રડવા શાંનો બેઠોચ! ચાલ ચાલ એ ગડા! લેતાં સારૂ લાગેચ કે? વલી બાજી ફરી ગઇ તો તુંબી એમજ હમારી પાસથી ઓકાવશે!

(હસીને તેને ગીલી ધાલે છે, જેથી બેહરાંમ હશી પડે છે.)

બેહરાંમ—(જરા હસી પાછો ધંભીર બનીને) ખુશરો, તું મારી સાથ મસ્તી નાંકર. માહરા એટલા રૂપિયા ગીયા તે તારા તો હીશાબમાંજ નહિ કે? મારા પિતાની રૂ ૭૫,૦૦૦) હજારની પુંજીમાંથી હવે કેલી મારી પાસ દશ હજાર રૂપરડી રહી છે તે શું થોડા સતાપની વાત!

ખુશરો (નરમાંશથી) અરે દોસ્ત, ધીરો પડ-થંડો થા એટલો બધો અકલાઇ કેમ જાય છે? હમારા રૂપિયા જશે તેનું અમોને કંઈ દુઃખ લાગશે કે નહિ? વાહ વાહરે! તારી વાત તો ખાસ્સી! તું તો સકતીવાલો છે પણ અમો ગરીબોનું શું થશે તેનો તુંને કંઇ વીચાર છે? ચાલ-ચાલ હિંમત, ચાલ આવ જરા ચાંખણું કરિયે. લાવ બેજન, પેલી તારી પસેની બાટલી આપ. (બેજન આપે છે તે લઇને) લે આએ જરા ટાંસને ઠંડો પડ. (યાદ આવવાથી) પણ આએ શું? એ પોટનડાંમાં શું બાંધેલું છે?

**બેજન**—અરે હાજો દોસ્ત, એ તો ચાંખણાં સારૂ બાફેલાં ઈડાં હુ લઇ આવેલો છું.

**ફરાંમ**—ને આએ ટોપલીમાં કેળાં છે. (આપે છે)

**ખુશરો**—ત્યારે ત્યારથી બોલી મરિયે કેની? લે દોસ્ત બેહરાંમ, એ તો દારૂ સાથ ચાંખણું. (બેહરાંમને આપે છે.) ચાલો લ્યો દોસ્તો જોઈએ, આ આપણાં લાયકીવાલા મિત્ર મી૦ બેહરાંમની તંદરૂસ્તીની સલાંમતી!

**બેજન**—શુકરાનાં! (સર્વનાં ગલાસો દારૂથી ભરે છે.)

**દારાબ**—(બેજનનાં કાંનમાં) બચ્ચા તેનું મોહડાં સુધી હો—આપણું બધ્ધાનું પોણું-પોણુંજ!

**ખુશરો**—લ્યો (પોતાનું ગલાસ ઉંચકીને) પીટ-પીટ—

**સરવે**—પીટ-પીટ-પીટ-હુરરે! પીટ-પીટ-પીટ-હુરરે!! વન્સ મોર! પીટ-પીટ હુરરે!!!

(સર્વે પીએ છે.)

**બેહરાંમ**—(છાતી પસવાલી મોહડું લુંછતો) હા! શરાબ કેવો મિઠો લાગેછે. કેવો ચસ્કરતોજ જાય છે! ચાલ-ચાલ લાવ જોઉં પાસાને, આવો મારી સાંમે કોંણ આવેચ તે!

(કેળું છોલી ખાય છે.)

**ખુશરો**—(બેહરાંમની પીઠ ઠોકીને ઉસ્કેરીને) વાહવા: ધન છે તારી છાતીને દોસત! એમજ અમોને હિંમત આપતો રેહની યાર. તું દબી જાય છે તો પછી અમારી શી બિશાદ? બધી મજાહ જે છે તે સર્વે તારા આધાર ને આશરા પર છે. જો, શરાબ પિધાથી કેવી હુસ્યારી આવે છે. જો, શરાબમાં કેટલા ગુણો છે કે તારૂં ફિકકું થઇ ગયલું મોહડૂં હમણાં પિધા પછીથી કેવું કીરમજી રંગ પકડીને લાલ ચનોઠી જેવું બન્યું છે? ચાલ હવે આપણે બને જણ એક દાવ માંડિયે. કેમ દોસ્ત કેટલાની બાજી મારેચ તે બોલ?

**બેહરાંમ**—તું બોલ.

**ખુશરો**—નહિ તું બોલ.

**બેહરાંમ**—નહિ હું નથી બોલનાર.

**ખુશારો**—નહિ તુંજ બોલ. (હુજત કરીને) હું કદી બોલનાર નથી તું જે આંકડો કેહશે તે માહરે કબુલ છે.

**ખુશારો**—એમ છે?

**બેહરાંમ**—હા.

**ખુશારો**—તેનું કારણ ?

**બેહરાંમ**—કારણ જાંણે કોઇતું. તુંજ બોલ.

**ખુશારો**—મારૂં બોલેલું તુંને બોજશેનહિ.

**બેહરાંમ**—બોજશે.

**ખુશારો**—પરવડશે નહિ.

**બેહરાંમ**—પરવડશે.

**ખુશારો**—જોજે હં ?

**બેહરાંમ**—હા-હા-બસ બોલ.

**ખુશારો**—જો પછી મને દોષ નહિ આપે હો ?

**બેહરાંમ**—નહિ ! નહિ ! કદી નહિ !

**ખુશારો**—ઠીક છે ત્યારે. સાંભળ.

**બેહરાંમ**—બોલ.

**ખુશારો**—દસ હજાર ! (બેહરાંમ ચોંકે છે.)

**બેહરાંમ**—કબુલ છે, પણ જરા થોભ. મને દારૂનું એક કોપરૂં ચઢાવવા દે કે મગજને તેજી આવે. ગ-ગ ગલું સુકાય છે.

**દારાબ**—(ખુશરોનાં કાંનમાં) એ પોરિયો તો અવધી કરેચ. હું ધારૂં છું કે એમાંને એમાંજ પૂરો થઇ રેહશે.

**ખુશારો**—(દારાબનાં કાંનમાં) આપણાં બાપનું શું જાય, રડશે રૂવાલો, ઉલ્ટું આપણું સારૂંજ થાએચ કે એ લટ્ટુ બનાવાથી આપણે આજે સેલ્લાઇથી ફાવીએ છઇએ. એ લુચ્ચાનાં આ છેલા દસ હજાર હાથ લાગ્યા કે પછી અહીં ઉભુંબી કોણ રહે. (બેહરાંમને) હા દોસ્ત, જરા ટકોરો ચઢાવિશું ત્યારેજ ટકાસે તો.

[ દારૂનું ગલાસ પોતા પાસ તાંણી તેમાં દારૂં

નામે છે. બેહરાંમના ગલાસમાં ભરીને અને પોતાના ગલાસમાં અરધુંજ ગલાસ નામે છે. દારાબ બાફેલાં ઈંડાં છોલે છે. ફરાંમ કેળાંની કાત્રી કરી મુંકે છે. બેજન ઉબડિયું છોલી એક રકાબીમાં એકઠું કરી બેહરાંમની પાસે લાવે છે. પિઠાંમાં પિવા આવેલા કેટલાક ગાંમડિયાઓ પાછળ ઉભા રહી તેમની ગમત જોય છે. બેહલુ પિઠાંવાલો તથા તેનો ચાકર સોમલો દુર બેસીને તમાંસો જોય છે, તથા તે છાકટોઓની દારૂ પિવાની હુજત ઉપર દાંતમાં આંગળાં પકડે છે. દારૂ પિધા પછે રમત શરૂ થાય છે. ]

## ઠુંમરી–જીલ્લા કાફી.

(“ કનકવો માંરો કંગુરે કબજ કેવોરે ”– રાહ )

**સરવે**—લઇ પાસા હાથે, બોહેને ચઢાવી-વાલોરે.

( બેહરાંમ અને ખુશરો પોતાની બોહેં ઉપર ચઢાવે છે.)

**બેજન**—નસિબને અજમાવો,
**ફરાંમ**—જોઇએ કોણ કરેચ દાવો,
**સરવે**—લઇ પાસા હાથે બોહેંને ચઢાવી–વાલોરે—ટેક
**દારાબ**—ધરી દિલમાં આસારે,
**બેહરાંમ**—હું નાખું છું પાસા રે,

( હલાવીને પાસા નાખે છે.)

**ખુશરો**—( બેહરાંમનાં પાસા બરાબર નહિ પડેલા જોઇને ખુશીથી ) બસ ગીયો–ગીયો–ગીયો ?

**બેહરાંમ**—(દલગીર થઇને) અફસોસ! ગીયો હારી,
**ખુશરો**—હવે આવી માહરી વારી,
હવે રમું છું ભાઇ, હું તમો નીહાલોરે-લઇ પાસા૦ ૧.

**બેજન**—હવે ખુશરો નાંખરે,

**ફરાંમ**—જોઇએ તાહરી કાંખરે,

**દારાબ**—( ખુશરોની ટકોર કરીને ) હવે એ લગાડશે દિવો !

**ખુશરો** —વારૂં જો તું ચોલી આંખો,

( પાસા હાથમાં લે છે. )

**બેહુરાંમ**—( લગાર ચિરડાઇને ) બસ જલદી ચાલો—નાંખો,

**દારાબ**—વારૂં હું જોઉં છું નસિબનો તુંજ તાલોરે !

લઇ પાસા૦ ૨

**ખુશરો**—( પાસા નાખીને ) પડ પાસા ચોકબારરે,

**બેહરાંમ**—(ખુશરોનાં પાસા બરાબર પડેલા જોઇને) હાયરે ! માર્યા ઠારરે !

**દારાબ**—( ખુશરોની વખાંણ કરીને પીઠ ઠોકી ) ધન છાતી તાહરી જીત્યો !

**ફરાંમ**—(ખુશી બનીને) હવે રમીશ હું એક બાજી, બેહરાંમ ! છે તું રાજી ?

( તેની ખુશી પુછી પાસા આપવા જાય છે. )

**બેહુરાંમ**—( હારી જવાથી ચિરડાઇ ઘશીને ) નાપાકો થાવો દૂર ને આ સધું બાળોરે—લઈ પાસા૦ ૩

[ ચિરડાઇ જઇ સર્વેને ઈંડાં, કેળાં, ગલાસો અને ટંબલર છુટ્ટાં મારે છે. સર્વેની નાહસા—નાહસ પડે છે. બેહરાંમ ઉઠી ઉભો થવા ચાહે છે, પણ ટાંટિયાપર ટાંટિયા ફરી જવાથી અફળાઇ પડે છે. પડયો પડયો તે તેને ગાળો દે છે. રોશની લગાર ઝાંખી થાય છે જેથી ત્યાંનો દેખાવ તથા તેની હાલત દયા આંણવા જોગ થઈ પડે છે, પિવા આવેલા ગામડિયાઓ પોતપોતામાં તેની છાકટ હાલત માટે તર્કો ચલાવતા જાય છે.]

**બેહરાંમ**—( પડયો પડયો અરધો ઉઠીને ) ઓ નાપાકો! ઓ કારસ્તાંની કુત્રાઓ ! ઓ ગ:જસતે હેરેમનો! તત–તમોએ મમ–મને ફ્ફ–ફસાવી માર્યો છે. મમમમ–મારા પપ પઇસા લલ લૂટી લીધા છે. મમ–મને ખખ ખસ્તે ખુ–ખુ–ખુ–ખુ–ખુવાર બબ—બનાવ્યો છે. ઓ ઓ ઓ ઓખુ–ખુખુદા ! મમ મને પપ પરેશાન કક કીધો છે. આહા ! ( દારૂની ઝાંઝથી થોડોવાર નીચે માથું નાંખી દઇ ચુપ પડી રેહવા પછી પાછો એકાએક માથું ઉંચકીને) અરે ! બબ–બધધ્ધા ગગ ગીયા ? બબ–બબ–બા બેબે–બેલુ, ઓ ઓ ઓ બાબે બેબે લુ, એ લુચાઓ છછછ-છછ છે કે ? પપપપ ન, મમ મારો પપ પેલો દદદા આ-આ આરૂ ક–ક–ક–ક–ક–કાહાં છે ? તે લ–લ–લ–લઆવની

( દારૂ માંગે છે.)

**બેલુ બોખો**—(પાસે આવી વાંકો વળીને) બેલાંમજી હેટ, અવલાં તો અમોલા–અમોલા હુઇ જાઓ. દારૂ તો હંદો ખપી ગીએલો. (બાજુમાં એકલો) અરે એ પારહો એવોબી જબરો પિવાવાલો કે મારીને તીઆરથી હુદ કે બુદ ની. મલે તોયે દારૂ માંગે ! ઉંએ હમજાવીને કીએલું જો કે તમારે કરીને "બેલાંમજી છેટ, તમે ઘણો દારૂ નો પીઓ." પણ હમલેજ ની પિઠામાં આઇવા બરાબર અંદર આવી મારી પાંહે બાટલી ભરી બેવડો ચડાઉ પિધો ને બીજા હેલા દોહતારનાં થતા મરે તે તેઓ હાથે ઉલટો ઓછો ઉતો તે પુરો કરી આઇપો. બચારાને દારૂનો લખ લાગેલો તેંમાંહેલાઓનો આજે તડાકો લાગેલો. પચીસ અજાહરની–ઓ બાપ મારા !—દોલત કીએ તે હંદી એ લુચાઓએ આજે જુવા ખેલીને પચાવી પાડેલી. અભાગીઆને દારૂનુંજ ચટ લાગેલું તે પચાવેની તો કરે હું ? દારૂ જેનું નાંમ–ને વલી તેબી બેવડો—વળો તાડી જુદી હો–તે લઇ કરીને જરી–જરીને જરેબી કેટલો ? હંદું એકદમ ડોહચાં-ણુજ કરી મેલેલું તે.

બેહરાંમ—(ગુંગીમાંથી જરા પાછો હુસીયાર થઇને) ઓ—ઓ—બા—બબ—બેહેલુ, જરા—દ—દ—દાઆ આરૂ આપ અ- અરે—અઅરે ક-ક-ક-ક કેએ એવું મ—મ—માથું-દુ—દુ—દુખે?

બેલુ બોખો—(બાજુમાં) જુઓની, હજી ઓછું છે તેમાં પુરૂં પુરવાહાર હજી બિજો દારૂ માંગે! (બેહરાંમને) ની મલે છેત, હંદો દારૂ ધરાકોમાં ખપી ગીએલો. લાવો ઉં માથું દુઃખતું કેહતે પાણી નામું કે જરા ટાડક પડહે ઉઠો (ઉઠાડે છે) આ જરીક પાંહેની ખાટલીપર હુવાડું. હોમલા, બા જરા ઈફા આવતો. મારી હાથે જરા આ છેટને ખાટલી પર લેવા લાગ.

(બંન્ને જણાં મોટી મેહેનતે તેને ઉઠાડીને ખાટલી પર સુવાડે છે. સુવાડયા બરાબર બેહરાંમ એક મોટું વાંમીટ કરે છે. બેહલુ એક આખો આઢો ભરીને પાણી તેનાં માથાંપર ઠંડક સારૂ નામે છે.)

---

## અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### બેહરામનો બંગલો—મેહેરનું દિવાનખાનું.

[બેહરાંમના બંગલામાં, તેની ઓરત મેહેરનો ઓરડો દિશે છે. વખત રાતનો. લગભગ ત્રણ વાગવા આવ્યા છે. ટેબલપર મેલેલી એક બતી પાસ હાથમાં એક ચોપડી પકડી મેહેર ગમગીન ચેહરે રડતી બેઠી છે. દાસી અમીનાં પલંગ પાસ ઝુકતી પડી છે. પલંગ ઉપર જાલ અને જરબાનું સુતેલાં દીશે છે. બેહરાંમની રાહા જોતાં—જોતાં કંટાળીને મેહેર વિલાપ કરે છે. વખત રાતનો હોવાથી સરવે સુમસાંન જેવું દિશે છે.]

**મેહેર**—યા ખુદા! હજી માહરો ખાવિંદ આવ્યો નથી. (એક નિસાસો નાખીને) અરેરે! એઓને એવી શું અવડ સુજ પડે છે કે આવું સુખનું છતર છોડીને શરાબ બાજીમાં ચુસ્ત થઈ આખી—આખી રાત બાહેર ગુજારે છે? હાય! હાય! મારી એને કશીજ દયા આવતી નથી? અફસોસ! માહરૂં જીવતર વગુતું! મુઇ હું માહરાં મા—બાપને પેટે પેદા ની પડતી! એ પરવર દિગાર! હવે તો માહરૂં મોહોત આપેતો બેહતર! (જરાચોંકીને) સબર જીવ, એ અવાજ શાંનો આવે છે વારૂં? (સાંભલીને) ઓહો! એતો પાસેનાં ઘેરમાં મરઘો બોલ્યો તેનો આવાજ છે, અરે! શું આખી રાત વહીને મરઘા વાસ્યા? મોટી અજબ જેવી વાત છે કે બેહરાંમ હજી આવ્યા નથી. રાહ જોતાં—જોતાં આંખમાં આગ બળવા લાગી ને જીવ બહુ ઉચાટમાં પડયો ત્યારે આ ચોપડી લઇ બેઠી, પણ ખુદા જાંણે કે આજે શું છે તે બસ મારૂં જીગર થોડે—થોડે વારે ફાળ જેવી પડી આવીને થરથર ધ્રુજેછે. હું ઘણીએ મન—મારવા કરૂં છું પણ મારૂં મન તે સધ્યારો માનતું નથી. અરે ખુદા! એકવારની હું કેવી સુખી? અફસોસ! સદ હજાર અફસોસ! સર્વે સુખ હવે જાંહનમમાં સદાનો વાસો કરવા ગયું છે. હા, પણ સબર! મને હાાં એક બિજો ભયંકાર ખ્યાલ આવે છે. મારો ખાવિંદ શરાબનો શિકાર તો થઇ પડેલો છે એ ખરૂં પણ તે શું સારી રાત પિયાજ કરે? હોય નહિ એ કાંઇબી ઉંડા પાણીમાં ફરતો હશે. અગર તો પેલા બુરા દોસ્તોની સોહબતમાં જુગારની નાશકારક ગાદી ઉપર બિરાજતો હશે? જુગાર! અરે ઓ મહા નાશ કરનારા લખ! ઓ પાયાથી સદનતર ઉખડી નાખનારા બુરા હવસ! બધા લખ માહરા ખાવિંદમાં શામેલ થજો, પણ તું નાં થતો. જુગાર! અરે? એ ત્રાસદાયક નામ સાંભળીનેજ મારૂં આખું હૈડું કાંપે છે. ઓ વ્હાલા ખાવિંદ! તને શી કમતી છે કે એવી બુરી બદીનાં ઉંડાણમાં ફરી વળી તાહરા બાપદાદાની મેળવેલી કીમતી આબરૂને તું ધૂળમાં નાખવા ઉપરાંત તાહરી એક વારની જીગેર કરતાં વધુ ચાહાયલી પરણેતરને તજીને એમ

સંતાપના તાપમાં બાળી મારે છે? હાય! હાય! એ પાક પરવર! એ સિતમ હવે હું કેમ વેહું?—

( ગુઠણુ-મંડિયે પડીને ખુદાને અરજ ગુજારી કરતી ગાય છે.)

## કાફી-ગત સિતાર.*

("દીડદા-દીડદા, દાદીડ દીડ દીડ"—રાહ.)

જગ કર્તા! તારણ કર તું મુની,
તું વણ છે મુજને જગ આ સુની. ૧.
રક્ષણ કર તૂં મુજ જાંન તણી,
તુંજ મ્હેર વિના અહીં તાંણુ ઘણી. ૨.
તુંજ ભાવ ધરી ભક્તિ હું કરૂં,
તુંજ કોપ થકી બહુ કાંપી ડરૂં. ૩.
મુજ રંક તણી કંઇ દાદ તું લે,
"દિલજાંન"થી જાંણુ દુઃખી છું ખરે. ૪.

[ ગાયન પુરૂં થતાં ખુરસીપર બેસે છે. દાસી અમીના જાગૃત થાઇ પોતાની બાઇને બળાપો કરતી દેખી પાસે આવે છે. ]

**અમીના**—બાઇ, તમો એ રાતદીસ શું લઇ બેઠાં છો? શેઠને તો તમારી કશી દરકાર નથી ને તમો શા સારૂ જીગરને રંજીદા કરી રાત ને દીસ સંતાપ, દુઃખ અને બળાપામાં કાહાડો છો? અલબત તમને તમારા હકદાર ખાવિંદને બદ રાહે જતો જોઇ લાગતું હશે, પણ તે શું આંમ રડવા-બળવાથી મટી જનાર છે? કોઇની નહિ તો પેલાં નિર્દોષ ગુલાબ સમાનાં નાદાન બચ્ચાંઓનો વિચાર કરો કે તેઓ તમારા એવા ચાલુ સંતાપથી કેવાં હેબતે છે! વાસ્તે તે કીરતારપર આધાર રાખી એકાગ્રહ ચિતે તેનીજ ઉપર તવક્કલ પકડો. સાંભળો—

( ગાય છે. )

---

* આ ગાયનની દરેક પેહલી લાઇનો બબે વાર અને હેઠલી લાઇનો માંત્ર એક વાર ગાવી. રચનાર.

## ગઝલ–કલ્યાણ.

### ( “ જલ્દ બેદાર હો અએ હુબસી એ–ના કાંમ કહીં ”—રાહા )

જ્યાં જશો જાણો જનો તમ, છે વધૂ ડગ આ નસીબ,
જે જનો જગ આવિયા છે, તે રડે છે બધાં નસીબ. ૧.
છે ઉપાયો સઉ તણાં, તદબીર નહિ તકદીરની ;
પુકારે છે સદા જૂઓ, શું રાય કે ગદા નસીબ. ૨.
સૌ તણાં છૂટે છે પેચો, એ તણાં છૂટે નહિ,
કોઇનું થયું નથી–થશે નહિ. કદા નસીબ. ૩.
ગારમાં જેહાંનમનાં ઉન્ડા, જઈ અગર જો તું છુપે,
આવ તું થશે નહિ, સુણો કદી વદા નસીબ. ૪.
જગતમાં થાયાં જે પયદા, સૌં ઉપર એ જાલ છે.
નહિ ફરે એ કોઈથી. બસ. શિવા ખુદા નસીબ. ૫.
“ કર્મ કરે સો કો' કરે નહિ,” કહેતી જગમાં છે ખરી,
સૌ થકી છૂટસો તમો પણ, નાં થશો જુદા નસીબ. ૬.
હર સિતમ ટળવા થકી, કર લાખ ખોટા તું કશદ,
એક પળ દરમ્યાંનમાં તે નાંખશે ઉંધા નસીબ. ૭.
આસ આ “દિલજાંન”ની બસ રહીજશે તુજ દીલ મહીં;
રાંમ–રાવણ સમ તણું પણ ના થયું કદા નસીબ. ૮.

**મેહેર**—( આંસું તુંછીને ) અમીના માહરી વિશ્વાસુ દાયા, તાહરૂં કેહવું ખરૂં છે. હવે તો નસીબ ઉપર ભરૂસો રાખી તે કીરતારને આધારે ચુપ બેસવા શિવાય બિજો કશો ઈલાજ કે ઉપાય નથી. તું જો કે એમાં માહરોબી શો વાંક છે? માહરાં એ પાહાડ જેવાં દુ:ખનો બોજો મારી નાજુક છાતીપર હું કેમ ઉપાડી શકું? તો પણ “ લાગી લાહાય, નાં હોલાય” એવો દુનિયાંનો સીરસ્તો ધ્યાંનમાં લેતાં એ કઢણ વખતબી સહ્યા વગર છૂટકો નથી. ઓ કીરતાર! જેમ તાહરી મરજી.

**અમીના**—( લગાર ખુશી થઇને ) બાઇ, તમારાંમાં ખુદાએ અક્કલનું ગોહર બખશેલું છે તો તેનો એવી રીતે

ડાહાપણથી ઉપ્યોગ કરો તો કેવું સારૂં? રડી-બળીને નાહક જીવ બાળવામાં ફાયદો શું છે? ઉલટી તંદરૂસ્તી બગાડી દુ:ખને તેડું કરવા બરાબર છે. જો કે હું કબુલ કરૂં છું કે તમારા ખાવિંદને શરાબ બાજીનો લાગેલો બુરો લખ એક વફાદાર ધણીઆંણી લેખે તમને ભારે દુ:ખ ઉપતન્ન કરનારો છે તોપણ "સરજેલું ચુકતું નથી" એવા સધ્યારા તળે મન મારવું એ માણસ જાતની ફરજ છે.

[ જરબાનું અને જાલ બન્ને આ વાતચીતનાં ઘોંઘાટ ઉપરથી સજાગૃત થઇ પાસે આવે છે અને પોતાની માતાને દલગીર થવાનું કારણ પુછેછે.]

**જરબાનું**—(પાસે આવીને) કેમ માએજી દલગીર કાંએ બેઠાંચ?

**જાલ**—( ગળે વળગીને ) મારાં માએ, તમે એમ રડોચ કાંએ?

**મેહેર**—નહિ માહરાં ગુલે-ગુલાબો, હું તો અમથી અમીનાં સાથ વાત કરૂંચ.

**જરબાનું**—નહિ માએજી, મેં તમોને બલાપો કરતાં સાંભલ્યાં તેથીજ હું ઉઠી આવીચ. મારા સમ, ખરૂં કેહેવો.

**મેહેર**—( જાલને એક ચુંમી દઇને ) પણ દીકરા તમે લોકો જાવોની સુવો. મને તો ઉંઘ નથી તેથી બેઠીચ.

**જાલ**—નહિ, તમે દલગીર દીશોચ તે હું નથી જવાંનો.

**મેહેર**—(પોતાનાં બચ્ચાં પાસ વાત ઉડાવવા થકી) પણ દીકરા જાલ, તુંને એરચશાહ માસ્તર ગેઈ કાલે પેલું ગીત સીખવી ગીઆ તે મોઢે કીધુંચ કે? નહિતો કાલે લેસન લેવા આવસે તારે મારસે જો.

**જાલ**—(હસીને) માયજી, તે તો મેં આખું મોહડે કીધુંચ. ઘણુંજ સરસ છે. હવડાં ગાઉં?

**જરબાંનું**—જો માનજી ગાવા દેવો. મનેબી એ ગીત ઘણું ગમેચ.

**મેહેર**—વારૂં ગા દીકરા ગા.

**જાલ**—હાજી ગાઉંચ— (ગાય છે.)

## ગજલ—ધનાસરી પિલુ—તાલ દિપચંદી.

### ("તેરેશાંની અગર કોઈ બશર હોવે"—રાહા)

સબર ચીજ એવી છે જગમાં, કે જેથી દુ:ખમાં રાહત,
સબર સમ એનઆમતી અમ્રત, નથી દુનિયાં મહી કહું સત. ૧.
સબર જેણે કીધી દુ:ખમાં, જરૂર તે જાય છે સૂખમાં;
સબર જેવું નથી બિજું, દુ:ખી ઈનશાંનમાં કંઇ ખત. ૨.
સબરથી પ્હાડ સમ મોટાં—સખત દુ:ખો બને છોટાં;
સબર છે સૂખનું સત મૂળ, નથી ઇલાજ કંઇ એ વત. ૩.
સબર જેથી નથી બનતી, દળે તે દુ:ખની ઘંટી;
સબરનાં છે સૂખો અગણિત, સબરથી દુ:ખમાં છે ગત. ૪.
સબર કરતું અરે આદમ, સૂખો એનાં નથી કંઇ કંમ;
સબર વિન આકળો પડતાં, બહુ પાંમે છે જગની લત. ૫.
સબર કર તું—સબર કર તું—સબર કર તું—સબર કર દીલ;
સબર "દિલજાન"થી કરતાં, ન માલુંમ દુ:ખ પડશે છત. ૬.

**મેહેર**—(જાલને પાસાંમાં લઇ કોટી કરી—એક ચુંમી દઇને) શાબાશ માહરા વ્હાલા બેટા, કેવું સરસ ગીત ગાયુ. કે મારી દલગીરીમાં મને સધ્યારો મલ્યો. ચાલ માય જરા, હવે તું ને ભઇ બેઉ જણાં જઇને પોઢી જાંઓ, હું આઉંચ.

**જરબાંનું**—વારૂંજી. (જાલ સાથ જઈને સુઈ જાયછે.)

**મેહેર**—માહરી નીમક હલાલ દાસી, માહરાં સંકટની વખતે તેં અને માહરા નાહના બેટા જાલે મને બહુ સધ્યારો આપ્યો છે. માહરી—

(મેહેર બોલે છે એટલાં દરવાજે ઠોકવાનો સાદ આવે છે. મેહેર બોલતી અચકી જાય છે.)

—અમીનાં, જોતો વારૂં દરવાજે ઠોકાય છે, વખતે માહરો વ્હાલો ખાવિંદ આવ્યો હશે.

**અમીનાં**—નહિ બાઇ, મનેતો કંઈ સંભળાતું નથી. તમારા દિલમાં એકનો એક વિચાર વમાસ્યા કરવાથી તમો એવી રીતે ઘડી—ઘડી ચોંકી ઉઠો છો.

(દરવાજે જોરથી ખડખડે છે.)

**મેહેર**—(કાન કરીને) સાંભલ, પેલો દરવાજો પાછો વાગે છે. જોતો જલદી જઇને ઉંઘાડ. (અમીનાં જાય છે.) હું ધારૂં છું કે માહરો બેહરાંમ આવ્યો હશે ઓ ખુદા! કેવી મોડી રાત ગઇ છે ત્યારે સમી–સાંહાંજનો ગયલો હવડાં આવે છે! અરે! કોણ જાણેચ કે એ કયાં કયાં ભટકતો હશે ? ( અમીના આવે છે તેને) કેમરે, માહરા બેહરાંમ આયાકે ? (અમીનાંની પછવાડે મકન ઘોડાવાલો ફાટાંતુટાં કપડાં પેહરેલો દાખલ થાગ છે તેને જોઇને) અરે પણ એ કોણ ? કાંએરે, એવી રાતને વખતે તું કાંએ આવ્યો ? (ઘભરાઇને) અરે બોલ, હજીતો રાત છે તેટલાં તએલો છોડી હીયાં કાંય આયો ?

**મકન**—(નીચું જોઇને) અમથો આવેલો (બેસી પડેછે.)

**મેહેર**—( વધુ ઘભરાઇને ) હેં ? અમથો આવેલો ? શું કામ ? કાંમ વગર કોઈ આવે ? બોલ, જલદી મકન, મને ગભરાવી નાં માર. એવે રાતને વગડે કોઇ દાહડે નહિને આજે તું આયો તેનો કંઇબી સબબ હોવો જોઈએ. અમથો હોયજ નહિ.

**મકન**—મારી ડોહીનાં હમ! અમથોજ.

**મેહેર**—(ચીરડાઇને) મને લાગેચ કે તું દારૂ–બારૂ પીને છાકો થઇ હ્યાં મસતી કરવા આવેલો છે.

**મકન**—(માથું હલાવીને) નીરે બાયની છાકોબી ની ને બાકોબી ની, ઉંતો કાંઈ કેવા હારૂ આવેલો.

**મેહેર**—(બેહરાંમ વિષે ફિકર કરીને) શું બોલ્યો ? કેહવા સારૂં આવેલો ? શું કેહવા ? ઓ ખુદા ! એ વળી શું વિઘન છે ? મકન ! મકન ! તું એમ છળાવી શું મારેછે. બોલ–અરે બોલ, શું છે ? તુ શાંને સારૂ અહીં આવ્યો ?

**મકન**—બાય, તમે ઘભરાવો છું કાંમ ? હંદું હારૂં છે પણ–પણ— (બોલતો અચકી જાય છે.)

**મેહેર**—(ઘભરાઈને) મકન ! આંજે તું એમ શું કરેચ,

મરેરે! હવે શું કરૂં? મુંવો બોલીબી નહિ મરતો! અમીનાં! માર મુંવાને એક લાત ને કાહાડ બ્હાર!

(ચિરડાઇ જાય છે. અમીનાં મકનનું પાંખડું પકડી ખેંચે છે. તે ઉઠવાની આનાંકાની કરે છે.)

**મકન**—(પોતાનો હાથ છોડવતાં) અરે મેલ–મેલ બોલતો સું. (મેહેરને) ઓ નીરે બાયની, ઉં બોલતો સું એટલાં આમ ધભરાવી મેલેલો તે હુંઉં બોલવાનું તે ભુલી ગીયેલો. ઉં પટ્ટ દેતું કે યાદ કરીને ઝટ્ટ દેતુંકે કે'તો સું.

(એક તરફથી ડોકી વાંકી કરી યાદ કરે છે.)

**અમીનાં**—(તેનો હાથ પકડેલો છોડીને) બોલ લ્યારે જલદી, નહિતો ધક્કો મારી બ્હાર કાહાડશ.

**મેહેર**—મરેરે! મરેરે! એશાં બેંણ કૌતક! (ધભ-રાઇ તથા ચિરડાઈને) મૂંવો બસીબી નહિ મરતો ને લ્યારથી ધાડને જેવો ધરકો ઉઠાડયોચ. (ઘણીજ ચિરડાઇ જાય છે.)

**મકન**—(ધભરાયલી તથા ચિરડાઇ ગયલી જોઇને પોતેબી ધભરાઇને) હંહઃ ધભરાતી છે છું કાંમ બાય? અંઅંઅં—(જરા થોભી) ઓહોહોં! ઓત તારી? અવે યાદ ઓ આવેલુને નજરમાં ઓ ઠહેલું. એ તો કાંની તે છે તે ઉં આજે રાતે જમીને મારી કાકલી હોડે વાતો કરતો ને તાડી પીતો બેઠેલો તેટલાં મને યાદ આવેલું કે છેટ રાતે દાહાડી કાંહા ભટકેસે તે જોઇ આઉં. એમ મનમાં આવ-તાંસ ઉઇઠો ને બાઠે ગયલો. બાયને કઉં સાંદની એવી ધોળા દીહ જેવી કે જાંણે કોહનાં કોહ સાયલાં કરીએ. એમ કરતાં જેવારે પિઠાંમાં પોંચસો તેવાર તે દાહાડની ગત જાણેલી તે દૂરથીજ પાલાંમાંથી ફાટ પાડીને જોવા ઉભેલો, તો ઓ મારા બાપા–બાપા! પેલા હંદા દોહતારો બેઠેલાને માંર તાડી ને દારૂ ને છીક ને ઉબડિયું ને રીકબી ને ગલાછ ને તલમર ને ફાંનચ એ હંદુ જોઇને ઉંતો છકજ થીએલો દારૂ તો દારૂ ને તાડી તો તાડી હંદા જણાં પિયે કે બોયલાની વાતની. મારા બાપાના બાપના બાપાનો બા-જલો આંવે. (હાથ ઉંચો કરી) તોએ ની પીવાય. એ

છઉમાં છેટ તો છીકની કાં ઉખડીઉંની, બચ્ચ બાટલી હાથે વાત રાખી બેઠેલા ! જબરોરે બાય જબરો પિનારો જો ! હંદા ગલાછમાં પિયે ને છેટ તો બચ્ચ બાટલી હાતેજ ટાંહ મારે ! ને પછી છેતે અઇંથી પાનાંને છોકટાં મંગાવેલાં ને પછી—

**મેહેર**—(તેને બોલતો અટકાવી) કાંહથી મંગાવેલાં? આપણે ઘેરથી ? એ શું બોલેચ ?

**મકન**—ની તોં વરી હું, ખોટું કઉં ?

**અમીના**—અરે હા હા બાઇ, ખરી વાત છે. રાતે દસેક વાગાને સુમાંરે સોમલો નાંમે કોઇ પોર્યો આવ્યો હતો તેને મેં આપ્યાં હતાં. તે વખતે તમે બ્હાર હાજતે ગયલાં હતાં. મેં તેને ઉભો રાખ્યો હતો પણ જલદી માંગે છે કરી ઉતાવળ કરવાથી જવા દીધો.

**મેહેર**—(અચરત તેમજ નીરાશ થઇને ) પણ તે મને તો નહિ કહ્યું ?

**અમીના**—માંફ કરો બાઇ, હું તદન વિસરી ગઇ. મને એ વાતની યાદજ રહી નહિ. વળી શેઠ ક્યાં છે તેબી મેં તેને પુછ્યું નહિ, કેમકે વખતે તેવણ પાસ વાત કરેતો ઘેર આવી તુફાંન કરે એમ ધારી જવા દીધો.

**મેહેર**—તેં બહુ ખોટું કીધું અમીનાં, તે વખ્તે મને બોલાવવી હતી. (મકનને) વારૂં પછી ? જલદી ટુકમાં બો-લીદે. મારા જીવને ધિરજ રેહતી નથી.

**મકન**—પસી હું વળી ? પસી હંદા દારૂ પીને છાકટા બયનાં ને હોકટાં ને પાહા લઇ જુવા ખેલવા બેઠેલા. પેલો કેહ દહ અજાર, તો ઓલો કેહ વીહ અજાર તો છેટ કેહ પચાહ અજાર !

**મેહેર**—(ફ્રુગલઇ જઇને) ઓ પાક પરવર દેગાર ! આએ શું આદત ? અરે એ કેવી ફજેતી બની ? એ કેવી અવડ સુજ પડી ? અરે ! એક કલાક અગાઉ મેં ધાર્યું હતું તેજ બન્યું ? બેહરાંમ ! બેહરાંમ ! હવે તું હાથ આવવો મુશ્કેલ, હવે તું હાથથી ગયો; હવે તાહરી કંમબખ્તી શરૂ

થઇ. બોલ મકન, જલદી બોલીદે, મારી આંખે અંધારાં આવે છે. (આંખપર હાથ ઢાંકે છે.)

**મકન**—(દલગીર ચેહરે) અરે બાય, અવે વધુ છું બોલાવે? એંમ રમતા જાયને પીતા જાય તેમાં હેલા લુચાઓ હંદા એકમતે મહલત કરી રીએલા તે ફાવી ગયલાને છેટ હંદુ હારી બેઠેલા. છેલ્લે, ધણીને હંદાને છેટ મારવા ગયલા પણ ઉઠાય તારે માંરે કા? તે લુચાઓ હંદા નાહી ગયલાને છેટ તો ધબ દેતા કે નીસે અફલાઇ પડેલા. પસી જીવ હંદો બિગડી આવેલો, તેથી કરી ધાંમ તો ઉં તમને કેવાને આવેલો પણ તમે તો મને ગભરાવીજ માયરો તે ઉં હું કેઉં? ઓ ખદાયજી! એવું હંદુંથીએલું.

**મેહેર**—(ધભરાઇને) હવે શું કરૂં? ઓ ખુદા! એ હાથથી ગયલો ખાવીંદ હવે પાછો મારે હાથે કેમ આવે? અરે કમ નસીબ! તું કયાં સુધી મારી ઉપર ખપા થશે? મુજ નિર્દોષ નારની તને કશીજ દયા કે કદર આવતી નથી! આફત! આફત! ઓ ખુદા? એ કેવી આફત? (ઝાર ઝાર રડે છે) મકન, ઉઠ. ચાલ એજ ધડિએ મને તારા શેઠની પાસ લઈ જા. અરે! એને સુખની રોટી ખાવા ગમતીજ નથી. અફસોસ! આખર એ નર મોટી ખતા અને ખ્વારી પાંમ્યો અને હજી પાંમસે. ઓ શરાબ અને જુગાર! તમારૂં નાપાક નાંમ જલી જઇ દુનિયાંથી નાબુદ થજો કેમકે માહરા ખાવિંદને ખરાબીનાં ખડક ઉપર ભુલાવો ખવાડી-સારી રાહથી ખસેડી લઇ જનાંર-એજ દુ:ખ કારક-ખેદ કારક બેપિઆઓ હતા. (અમીનાંને) અમીનાં, તું અહીંજ રેહજે, અને મારાં બચ્ચાંઓને સંભાલજે. હું હમણાં આઉછું. (મકનને) મકન ચાલ, ગાડી જોડ.

(મકનને લઇને પોતે અપસોસ કરતી જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ=ભાઠાંનું પિઠું.

[ભાઠાંમાં બેહલા બોખાનું પિઠું. વખત પાછલી રાતનો. ચંદ્રની ચંદ્રની લગાર ઝાંખી હાલતમાં દીશે છે. એક નાહનાં પલગ ઉપર બેહરાંમને સુવાડેલો દીશે છે. દારૂની કેફમાં તે બહુ બકબક કરે છે. બેહલુ તેની પાસે એક પેટીપર બેઠેલો છે. સોમલો ખુણામાં બેસી ઝુંકે છે. બેહરાંમનાં પલંગ તરફ બતીનો ઓથો કરવામાં આવેલો છે.]

બેહરાંમ—(દારૂની બેફાંમીમાં પડયો–પડયો) પ પ પ અ અ રે–બ બ બ બા બેહલુ, લ લ લા આ આવલ લ લા આ આવ તે લુ લુ લુ ચ ચા ઓને ! એ ને–મ મ મારી પ પાંસે લ લ લા આવ !

(બેહલુ જવાબ આપતો નથી. બેહરાંમ બકબક કરે છે, એટલાં ઝડપથી મેહેર અને મકન દાખલ થાય છે. બેહરાંમને જોતાંજ મેહેર પલંગ પાસ દોડી જઇ તેને વળગી પડે છે. બેહલુ એકદમ ચમકી ઉભો થઇ ધભરાઇ જાય છે.)

મેહેર—(આવ્યા બરાબર દોડીને) બેહરાંમ ! બેહરાંમ! ઓ માહરા ખાવિંદ ! માહરા જાંન ! માહરા ધણી ! માહરા જીગર ! એ તારા શું હાલ ? ઓ દાદગર દાવર ! એ કેવો દેખાવ ? અરે જે ધણી પેહલાં દારૂ કેવો તે જાણુતો હતો નહિ તે આજે તેનો શિકાર થઇ પડી કેવાં ત્રાસ યાદક તરફડિયાં ખાય છે ? (બેહરાંમ વાંમીટ કરે છે) તોબાહ ! તોબાહ ! એ કેટલું દુઃખ ? કેવી જીવતી હેજગારી ? (તેનું માથું બંન્ને હાથે પકડીને) બેહરાંમ ! તુંને એ શું સુઝેચ ? અફસોસ ! (બેહલુ તરફ જોઇને) અરે પણુ ભાઇ, એ દુઃખ દાયક આફત વીશે મને જરા તો જાંણુ કરીએ ?

**બેહલુ**—(ધભરાઈને) ઓ બાય, પણ ઉં હું કરૂં ? ઉંએ ઘણું હમજાવેલું કે જો તમો એ દારૂનો લખ છોડી દીઓ તોબીબસ ની તે ની, ફીએલું હમલેજની કા માનેજની તેમાંઉં તેબી કાએ કરૂં ? બહ આવી જેને ટકોરા હાથેજ વાત ! ટકોરો ચઢાવતા જાય ને વળી આજે ઓછાંમાં પુરૂં જુવા ખેલવા હારૂ બેઠેલા તે કેટલાક હજાર રૂપિયા હારી ગયલાને માર જીશે લાગેલું તે ઉપાડીને આ ખાટલીપર હુવાયડાને પાંહેનો પાંહે તીઆરથી બેઠેલો સું ઘડી-ઘડી ઉઠી ઉભા થવા કરે ને નીકરતાંને પઇડા-બઇડાતો કમબખ્તી કરીને પાંહેનો પાંહે બેઠેલો તો પસી ઉં કોંણુની હાથે જાંણુ કરૂં વારૂં ? (બેહરાંમ તાસવીસ કરેછે અને ઉંઘમાં બહુ બકબક ચલાવે છે.)

**બેહરાંમ**—લ લ લ લે લઆવ ! બ બ બ બઅસ લ લ લાવ ! બ બ બેહલુ, દ દ દઆ આરૂ લ લાવ ! (જરા થોબીને) ઓ ઓ-ઓ ઓ ન ન નાપાકો ! મ મ મને—લ લ લુટી લીધો ? લ લ-લાવ મ મ મારા પ પ પઇસા લાવ ! બ-બ બધ્ધા લ લ લાઆ આવ !

(મેહેર બેહરાંમનું માથું પસવારતી સમજાવે છે.)

**મેહેર**—બેહરાંમ ! બેહરાંમ ! મારા ખાવિંદ ! હુશિયાર થાઓ ! હું તમારી મેહેર અહીં તમો પાસ આવી છું બેહરાંમજી ! માહરા બેહરાંમશાહ ! એ તને શું બકબક માંડીચ ? એ લ્યો, પાંણી પિઓચ ? (આપવા કરે છે.)

**બેહરાંમ**—(મેહેરનો સાદ સાંભલી લગાર સુધીમાં આવીને ચમકી ઉઠી) એ-એ-એ-એ-ક-ક-કોણુ ? મ-મ મેહેર કે ? મ-મ-મારી-મ મ મેહેર કે ? અરે અરે ઉં ક ક કાંહાં છેઉં ? (પાછો બેફામીમાં પડીને બકે છે) લ લ લાવ ? લાવ ! બસ ! લાવ ! માહા પૈસા લ લ લાવ !

**મેહેર**—(નીસાસો નાખીને બાજુમાં) અફસોસ ! હવે હું શું ઉપાય કરૂં ? કાંહાં જાઉં ? અરે! હવે તો એ દુ:ખમાંથી છુટવા માંટે આપઘાત કિધા શિવાય બિજો રસ્તો એકે નથી. પણ સબર જીવ ! આપઘાતબી કેમ થાય ? તેમ કરતાં તે દયાલુ દાદારની હું ગુનેહગાર થવશ. (રડે છે.)

**બેહરાંમ**—(બેફામીમાં બબડતો) ઓ ઓ મ મ મને ક ક કોઈ-મ મ મારે ઘ ઘ ઘ ઘ ઘેરે લ લ લ લલ લ લ લ લ ઇ જ જાવો રેએ. મ મ મારી મ મ મેહેર પ પાસે લ લ લઇ જ જાવોરે.

**મેહેર**—(તેનાં મોહાં આગલ વાંકી વલીને) બેહરાંમ! બેહરાંમજી! હું તમાંરી મેહેર અહીંજ છું. હું તો કયારની તમારી પાસેજ છું (બેહલુને આસ્તેથી) ભાઇ મેહરબાંની કરી હું મારો ઘોડાવાલો મકન અને તમે એ ત્રણ મળી એવનને ઉંચકી શું અને દરવાજા આગલ ઉભેલી મારી ગાડીમાં સુવાડીશું, વાસ્તે જરા ઉંચકવાની મદદ કરશો તો તમારી ઉપકારી થવશ.

**બેહલુ**—એમ હું બોલો બાય, ઉં તમારોજ તાબેદાર સાકર સું.

[બેહરાંમને મેહેર, બેહલુ મકન તથા સોમલો મળી હળવેથી ઉંચકી લઈ જાય છે.
પડદો પડે છે.]

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-સુરત. એક રસ્તો.

(બેહરાંમ ગમગીન ચેહેરે ઉભો રહી પોતાનાં મનસે વિચાર કરતો દીશે છે.)

**બેહરાંમ**—અરે, જલો તે આજથી બે મહીનાં ઉપરનો પેલો વખ્ત! જલો તે અભાગણી રાત, કે જે દિવસે હું મારા મરહુંમ પિતાજીનાં રૂપિયા પચીસ હજારની ગંજાવર રકમનો વારસો તદન એકજ દહાડે હારીને ફનાં ફાતિયો કરી મુકવામાં લુટાઇ મુવો. ઓ દગાબાજ દુનિયાં! તેં મને કેવો દગો દીધો? ઓ બે હુંદા સંસાર! તારામાં સત્યનો એક અઉંશ તોબી કયાંછે? અરે આજ બે મહી-

નાની વાત ઉપર પા લાખ રૂપીયાનો હું ધણી હતો ને આજે મારી પાસ પાંચ રૂપિયાબી નથી. ઓ જુગાર! તારો બુરો લખ મને શાસારૂ લાગ્યો? અરે! જો તે બુરાઓની રાહે લાગીને ફસવા કરતાં મુગો—મુગો ત્યાંથી ચાલી ગયો હોત તો હું ૫સી નહિ પડત. અફસોસ! અફસોસ!! (બેહરાંમનો ઇરાંની ચાકર આવે છે.)

**બેહરાંમ ઇરાંની**—(એક કાગજ આપીને) શીઠ, આ ખુશરોએ તારી કાગલ આપી, ને કેઇકે એનો ઝબાપ માંગી. (બેહરાંમ કાગજ લઇ વાંચે છે.)

**બેહરાંમ**—(વાંચે છે) "દોસ્ત બેહરાંમ, જત આજ બે માંસની વાત ઉપર એક અભાગણી રાત્રે આપણે જુગાર રમ્યા, જેમાં તું નાહક ખોઇને ખુવાર થયો તે માંટે અમો તારા સરવે દોસ્તો ઘણાં પશેમાંન છઈએ. હમો હવે ઇચ્છીએ છીએ કે તારી આગલી દોસ્તી પાછી સંધાય અને તુંને ગયલો ખોટનો બદલો અમો અમારી ભવિષની રૂડી સલ્લાહ અને મદદમાં તને વાળી આપિયે, વાસ્તે અમોને જરૂર મલી મુલાકાત લેજે. તુંને જોવાને અમારો જવાંનજીવ તલપી રહેઓ છે. લા૦ બીરાદર ખુશરો." (વાંચી રહીને) હંબગ! હંબગ! એકવાર ફસાવીને મને પાછો લપેટવા માંગે છે. બેહરાંમ, એ ચીઠી તુંને ક્યારે આપી.

**બે૦ ઇરાંની**—શીઠ, ખુદા તુને શાલામાત રાખી કાલે સાંજે આપેઓ. (જાય છે.)

**બેહરાંમ**—(જરા વિચાર કરીને) પૈસા વગર હું ખસ્તે-ખુવાર બની ગયો છું. જ્યારે પૈસો હતો ત્યારે મેં તે જાળવી નહિ જાણ્યો, પણ આજે એક દમડી હોય તો તે એક સુનાં મોહોર જેવી મને થઇ લાગી છે. પણ મને એમ વિચાર આવે છે કે જો હું મારા દોસ્તો પાસેજ હાલ તુરત થોડાં નાણાં ઉછીકાં લઇને કાંમ ચલાઉં તો કેમ વારૂ? હાહા, (ખુસી થઇને) એજ રસ્તો ઠીક પડશે. મારા તે જાંની દોસ્તો મને ધીરશેજ ધીરશે, અને તેમની પાસ નહિ માગું તો હું બીજે કયાં જનઉં? એમ તો મારો સ-

સરે—માહરી મેહેરનો બાપ—પૈસાવાળો છે, પણ તે પુનામાં ગગડેલો છે, અને તેનાં પૈસા તો મને હાલ મળે નહિ? કેમકે એ ઢાંખરો ધપી જાય નહિ ત્યાં સુધી તે ઉપર મારો દાવો નથીજ. માટે દોસ્તો વગર ખોટું છે. તેમનીજ સ- લ્લાહ મારી આ વિપત્તિમાં કાંમે લાગશે. અરે! જો મા- રીપાસ હાલ પૈસા નથી અને એક બાજુથી મારા સસરાનાં પૈસા મને નહિ મળી શકે અને બીજી બાજુથી દોસ્તોની મદદ હું નહિ માગું તો પછે મારૂં શું થાય? શરાબ! માહરા પ્રીય શરાબ! તું વગર કેવો હું મુઝાઇ જાઉં? મરવું બેહતર પણ મારેથી શરાબ તો છોડાશે નહિજ. ભુખ્યો રહીશ પણ દારૂ પિધા વગર મને ચેન પડશે નહિ. આજ બએ મહીનાં થયા મારી મેહેર ઘણોજ થોડો થોડો દારૂ પાય છે, અને તેબી જ્યારે ચિરડાઉં છું ત્યારે, તો પછે મારા જીવને ખુશી કરવા એક દહાડેપરીથી પેટભરી શરાબ નહિ પીઉં? થવાનું હશે તે થશે, તે કદી ચુકશે નહિ, પણ તે કેવીરીતે? જો પૈસા મળે તો.—(ગાય છે.)

ઇંગ્રેજી રાહ.—Money—મની.

("હું જાણવા માગું છું કે, છે જગમાં શું ધુંમધાંમ—એરાહા.)

શી હાલત માહરી થઈ છે, પૈસા વિન દુઃખી આંમ,
સૌ દોસ્તો તજી ગયા મુજ તમાંમ.
જોર હતું મુજ પાસે જ્યાર જરનું સાથ દમાંમ,
કરતા સર્વે દોસ્તો નમિ સલાંમ.
હવે જાઉં કો'ની પાસ, ને પકડું કો'ની આસ?
હવે રખડું કયાં જઈ ઠાંમે-ઠાંમ?
પેહલું ન કિધો કયાસ, ને રખડી મૂવો ખાસ,
અફસોસ! ગુમાવ્યું કૂળનું નાંમ.
પૈસા સારૂં, સરવે પ્યારૂં, પૈસાજ કરસે સરવે ચાલું કાંમ,
પૈસા પૈસા, પ્યારા પૈસા, છે પૈસા પૈસા, પૈસાથીજ આ- રાંમ—શી હાલત૰

આ પૈસાથી તો જગમાં, કરણી વણુ ઉડે નામ,
કીર્તિ પસરે શેહરે કે શું ગામ.
દુનિયાંમાં બસ રહે છે જેની પાંસે ભરપુર દામ,
તે મુંઠમાં પકડે જકડી-જગ તમાંમ.
છે પૈસાનો સંસાર, પૈસો સૌનો યાર,
છે પૈસાથી દુનિયાંમાં સૌને હાંમ.
છે પૈસાનો બાજાર, પૈસો સૌ કારભાર,
છે પૈસાનુંજ બસ જગમાં આ મૂકાંમ.

પૈસા સારૂં-સર્વે પ્યારૂં, પૈસાજ કરસે સરવે ચાહ્યું કામ,
પૈસા-પૈસા, પ્યારા પૈસા, છે પૈસા પૈસા, પૈસાથીજ આ-
રાંમ—શી હાલત૦

બસ પૈસાનું આ ઠાણું છે, તે વણુ સૌ છે અંધકાર,
છે પૈસાથીજ રૈયત અને સરકાર.
જરની છે બલિયારી આજે, જરવંત છે સરદાર,
બસ જરવંતના સૌ આજે છે દોસ્તદાર.
જે પૈસાથી છે પૂર, તે હિમત વિન છે શૂર,
છે પ્રતાપ એવા પૈસાનાં સુણુ યાર!
છે પૈસાથી જગ-રાજ, પૈસાથીજ છે તાજ,
આ "દિલજાન"નો પૈસામાં છે સંસાર.

પૈસા સારૂં-સરવે પ્યારૂં, પૈસાજ કરસે ચાહ્યું કામ,
પૈસા પૈસા-પ્યારા પૈસા, છે પૈસા પૈસા, પૈસાથીજ આ-
રાંમ—શી હાલત૦

(જતો રહે છે. બીજી તરફથી ખુશરો-બેજન-દારાબ અને ફરાંમ દાખલ થાય છે.)

ખુશરો—(હસીને) આહાહા! દોસ્તો, શીકાર પાછો હાથ આવે છે વાસ્તે હવે બહુ સાવચેત રેહવું જોઇએ. એ કયારનો એકલો વિચાર કરતો હતો તે આપણે ત્યારથી છુપા રહીને સાંભળ્યું છે. "જીવતાની ખોડ મૂંવા વગર નહિ જાય" તે કેહેવત આ ઉલ્લુ બેહરાંમનાં બાબમાં ખરી પડે છે, કેમકે તમોએ જોયું હશે કે આપણે એને એટલો બધો ખસ્તે-ખુવાર બનાવ્યો તે છતાં પોતાનાં વ્હાલા શરાબની

ઉમેદમાં આપણી પાસે મદદ ચાહવાનો ઇરાદો રાખે છે. એ લુચ્ચાને એક દોહોડીઉં બતાવવું હરાંમ છે પણ ઉલટું આપણે તેની પાસ નીચવીશું.

દારાબ—હાસ્તો વળી. કેહેવત છે કે "લુચ્ચાની દિવાળી છે."

(ફરાંમ ગાવા માંડે છે, સર્વે જણું ઉંચકી લેછે.)

## ઈંગ્રેજી રાહ.

("મરૂં રે માયો–બેહનનો માહરી"—એરાહા.)

ફરાંમ—આજ-કાલ તો ફંદ વિના નવ, જગમાં પેટ ભરાય,
ઢંગ, કપટ, છળ, ફરેબ બાજી, કરે તેની જય થાય:
દારાબ—ફિરેશ્તાઇનું બખ્તર પેહડી, કરે કુકર્મ ફેલ,
તેજ જનો સુખી રહેછે, અમન-ચમનમાં છેલ,
સર્વે—{ (કોરસ) ધુંમે બદી-અવાજ, નેકી બને તારાજ,
જૂઠા જનનાં શિશ ઉપરતો આજ દિપેછે તાજ.
ખુશરો—ખરૂં ભાઇઓ તમે કહ્યુંઆ, લેશ ન ખોટું હોય,
ડૂબે કીસ્તી પાકી જનની, પાપી તરતી જોય;
બેજન—પગમાં કાંટો ભાંગે જાણો ચાલે જે સત રાહ,
કરે કપટની રચનાં તે જન, બને જગતમાં શાહ,
સર્વે—{ (કોરસ) ધુંમે બદી-અવાજ, નેકી બને તારાજ,
જૂઠા જનનાં શિશ ઉપરતો, આજ દિપેછે તાજ.
ફરાંમ—સર્વે એકઠો આજ કરોજો બદીતણો આ સાર,
દારાબ—દૂરંગી દુનિયાંનો ઉંધો, દીસે કારો બાર;
ખુશરો—ખુદાઇ રાહપર દીલ ધરીને, ચાલે જે "દિલજાન,
બેજન—તેને કમેં નથી જગતમાં, જસ લખ્યો આ માંન;
સર્વે—{ (કોરસ) ધુંમે બદી-અવાજ, નેકી બને તારાજ,
જૂઠા જનનાં શિશ ઉપરતો આજ દિપેછે તાજ.

(દૂરથી બેહરાંમને આવતો જોઇ જાંણે દીલગીર
હોય તેમ સરવે જણાં મોહ કુંમલાવી નાખી
સરખા ઉભા રહે છે. બેહરાંમ દાખલ થાય છે.
સર્વે જણાં તેને નમે છે.)

**ખુશરો**—(થોડાં કદમ આગળ વધીને) દોસ્ત બેહરાંમ આજે આપણે સર્વે ભાઈઓ ઘણાં દિવસે મળ્યા છે. પેલી નાપાક રાત પછેથી આજેજ આપણે મળીયે છિએ માંટે કોઇબી રીતે હવે તો તું અમારી સાથ સલ્લાહ કર. તારી જુદાઇ અમારાં જીગરમાં તીર મીશાલ કારી થઇ પડી છે. (બાજુમાં) બચ્ચા અકકલમંદ હોય તો દૂર નાહાસજે નહિતો કમબખ્તી !

**બેહરાંમ**—(લગાર તોર તેમજ નરમાશની ભેલથી) ખુશરો, જો કે તમને મળવાને હું ખુશી હતો પણ મારી સરવે દોલત ગયાથી હું તદન નીરાધાર થઈ ગયોછું.

(ગમગિન બને છે.)

**ખુશરો**—બેહરાંમ, તુ એવો બાયલો કે દાહાડથી થયો? પૈસા–પૈસા શું કરે છે—લે બોલ કેટલા જોઇએછે? (ગજવામાં ખાલી હાથ નાંખે છે) ઓ તારાં ગજવાંનો બાપમરે ! ત્રણ હજારની નોટ સવારે ખીસામાં મેલેલી કોઈ ખીસા કાતરૂએ પડાવી લીધી. હાય! હાય! (બાજુએ) એકડા વગરનાં સો મીન્ડાં! (મોટેથી) તુંને પૈસાનીજ તાંણ છે તો અમો ધિરશું. નહિ તો પછે દોસ્ત થયેલા કામનાંબી શું? તારી ચઢતીમાં હમે તારૂં થોડું ખાધું છે? તો શું તારી પડતીમાં તને છોડીને ચાલી જઇ શું?

**બેહરાંમ**—(બાજુએ) મારા ધારવા મુંજબ પૈસા તો ધીરશે એંમ લાગે છે. વાહ ! મજાહ છે મજાહ! ખુદા કરેને એ લોકોનાં મનમાં રેહેમ ઉતરે હું તો નિમક હરાંમ સમજતો હતો પણ ખરા હલાલ માંણસો છેઓ. (મોટેથી) બિરાદર ખુશરો, તમારી આ લાયકી માંટે ઉપકારી છું.

**ખુશરો**—(દારાબને આંખ મારીને) જોકે એટલું છે કે અમોએ અમારાં રોકડ નાણાં એક મોટા ગુત્તામાં

ગુતવ્યાંછે, તો પણ તેનો પેહેલો નફો આવતાંજ કે તારી મરજી મુંજબ તું માંગે એટલાં નાણાંતારી પાસ નજર કરી શું, પછે જયારે તારો વખત ચઢતો થાય ત્યારે આસ્તેથી વાળજે. (જરાવાર રહીને જાંણે યાદ આવ્યું હોય તેમ) પણ બિરાદર બેહરાંમ, હું એમ પુછું છું કે તારી બાયડીમેહેર તો પૈસાદાર માં-બાપની દિકરી છે, તો તેણી પોતાનાં દાગીનાં વિગેરેથી તને કાંઇ હાલ તુરત મદદ નહિ કરી શકે? અરે માહરી શીરીન હોત તો મને મારી એવી અવસ્થામાં કદીબી કોઇ પાસ હાથ લંબાવવા જવા દેત નહિ.

**બેહરાંમ**—ભાઈ, તેનાં કેટલાક દાગીનાં તો હું આ બે મહીનામાં વાપરીને ચણાં- દાળિયા કરી ચુક્યો છું. હવે બીજું જે કંઇ રહેલું છે તેમાં તેનાં વરશને દહાડે તેનાં બાપે આપેલી ત્રણહજારની એક વીટી અને અઢારસોનું એક એરીન, એ બે ચીજ મોટામાં મોટા દાગીનાં તરીકે બાકી છે. પણ તે તો કદી આપી શકે નહિ, કેમ કે પાંચે દાહાડે તેનાં માંબાપ પુછે.

**ખુશરો**—અરે પુછે! એવાં પુછતાં હોય ત્યારે જોઇએ શું? તું તાહરે મુગો-મુંગો ઓગરી કરીને લઇ-આવની, હું વેચાવી આપું અને તેબી એવી રીતે કે વળી કોઇને છત ખબર પડે નહિ. સમજયો?

**બેહરાંમ**—ભાઈ, નાચારીનો માર્યો તેમ કરવા વગર છુટકોજ નથી. પણ તેની પેટી એટલી મજબુત છે કે મારા એખલા-બેખલાથી કદીબી ઉઘડી શકે નહિ. મારેથી ચોંકેલી છે તેથી હવે તેની કુંચી પણ મારાથી છુપાવી રાખેછે.

**ખુશરો**—તેની ફીકર નહિ દોસ્ત, જો તારી સાત વખત ખુશી હોય, અને પાંચે દાહડે (દારાબને પાછી આંખ મારીને) મને બટો નહિ આપે એવું તું કબુલ કરેતો ચાલ આપણે બધા જણાં એક દહાડે છુપા ભરાઈ બેસીયે, ને રાતની વખતે પેટી ફાડીને લઇ આવીયે. બોલીદે છે કબુલ?

**બેહરાંમ**—(વીચારમાં પડીને) પણ-પણ—

(અચકી જાય છે.)

**ખુશરો**—અરે પણબી નહિ ને બણ બી નહિ. હીંમત રાખ હીંમત, મરદ છે કે ઓરત ? બાયલાની કાંની ફગળાઇ શોંનો જાએચ. ચાલ દોસ્ત, મેં બતાવેલો રસ્તો ગમતો હોય તો વળી સરવે ભાઇઓ મળી તજવીજ કરીએ. ઉલટો તેં તો ઉપકાર માનવો જોઈએ કે તારી તંગ-દસ્ત હાલતમાં તને રખડતો નાંખીને ચાલી નહિ જતાં વફાદારીથી તારી હલકીહાલતમાં તને મદદ કરવાને હમારો જાંન જોખમમાં આવે તોબી હમે હટનાર નથી.

**બેહરાંમ**—વારૂં ઠીક છે ત્યારે. મારે કબુલ છે. હું લાગ જોઇ તને ચેતાવીશ તે દહાડે બધા જણાં ટાઈમસર આવજો. હું જાઉં છું. (જાય છે.)

**દારાબ**—(ખુશરોને) અરે તારૂં નખોદ જાય ખુશરો ! તેંતો વળી પાછી જાલ બિછાવી ?

**ખુશરો**—ભાઇઓ, તમો જાણતા નથી. માણસ ગમે એવો ગરીબ કે ભીખારી હાલતમાં હોય તોપણ તેને શોખ છે એ અજબ ચીજ છે, અને તેજ શોખની ચુંગાલમાં આપણો શિકાર બેહરાંમ આજે પાછો સપડાયોછે. બેહરાંમને શરાબનો લખ છે, અને તે એમ સમજે છે કે કયારે પૈસા આવેને શરાબ પીવામાડું. શું પેલા "**દિલજાંન**"નું બનાવેલું "શોખ" ઉપરનું ગીત તમો જાણતા નથી કે—

(ખુશરો ગાય છે, બધા જણાં ટેકો આપે છે.)

**ઇંગ્રેજી રાહ.**

("Come land-lord &c."—"દર ચાલે હાલે"—રાહ.)

નહિ શોખ સમાની ચીજ કહીં,
બસ અજબ શોખ છે જગત મહીં—ટેક.

શોખ તણો ભપકોને દમાંમ,
ખરચે જર શોખેજ તમાંમ
શોખ વિનાં સૌ જાણ હરાંમ—
શોખે સુખી આપણે. ૧.

જ્યમ ગાનારાને શોખ-સિતાર,
ત્યમ શોખ વિનાં નહિ સૂખ લગાર;
શોખે ખૂવે જન સૂખ લાખ,
શોખ થકી જન બનસે ખાખ;
સૂખની ગોયા છે એ શોખ—
શોખે સુખી આપણે. ૨.

નવ શોખ વિનાં જાય કદી,
નિજ શોખ થકી દે ભોગ બધી;
શોખ થકી સૌ પૂર-મલાલ,
શોખ લિયે "દિલજાંન"ની ખાલ;
શોખે બનિયે લાલમ-લાલ,
શોખે સુખી આપણે. ૩.

(ગાતા-ગાતા જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### બેહરાંમના ઘરનું એક દિવાનખાનું.

[મેહેર અને બેહરાંમ વાતચીત કરતાં દાખલ થાય છે. મેહેર ગમગિન દીસે છે અને બેહરાંમ લગાર ઉશકેરાયલો હોય તેમ ઠસ્સામાંજ ચાલે છે.]

**મેહેર**—જો બેહરાંમ, હજી બી મારૂં માંનો ? વળી પાછા આજે તમો તે લુચ્ચાઓની સોબતમાં જનાર છો ?

**બેહરાંમ**—લુચાની સોબતમાં જાઉ કે શેહતાંની ખસલતનો થાઉં તેમાં તારા બાપનું શું જાય છે ઓ રાંડ, તે દહાડે જરા શરાબની કેફ ચઢી તેટલાં ત્યાં સુધી તું આવીને મને લઇ આવી નહિ ? મારા વફાદાર દોસ્તોને તું લુચ્ચાનો અપમાંન ભરેલો એલકાબ આપે છે, પણ હું સારી રવેસે જોઇ ચુકો છું કે તેને તુંજ વધારે લાયક છે, કેમકે આજે મારા દોસ્તો મને મળ્યા તેઓ સાફ મારી આવી

વિપતિમાં મને જોઇએ એટલાં નાણું ધિરવાની કબુલાત આપી ગયા અને તારી પાસનો એક દાગીનો આપ્યો તેનાં તું એટલા બોલ સંભળાવેછે? (ચીરડાઇને મારવા ધશે છે મેહેર આડી ફરી વલી હુમલો ચુકવી નાંખે છે.)

**મેહેર**—(બાજુએ) ઓ ખુદા! એ કેવું સંકટ? મારાં માત-પિતા ઉપર પુને કાગજ લખીને તેમને તુરતા તુરત બોલાવી મંગાવ્યાં છે તેઓબી હજી આવી લાગ્યાં નથી. (મોટેથી) વ્હાલા ખાવિંદ, મારૂં જે છે તે સર્વ તમારૂંજ છે, અને તમારૂં છે તે માહરૂં છે. આપણે કંઈ જુદાં નથી પણ જ્યારે તમો નહિ ઘટતે માર્ગે વરતવા માંગોછો ત્યારે હું બોલવું જરૂરનું વિચારૂં છું. મારા પોતાના દાગીનાં જે તમોએ મને લગન વખ્તે કીધા હતા તે હું સર્વ તમને આપી ચુકીછું અને તે તમોએ થોડાજ દિવસમાં ચણાં દાળિયા કરી મુંકયા છે. હવે બાકી મારી પાસ માત્ર એક હીરાની રૂ ૨૦૦૦)ની વીંટી તથા ૧૮૦૦) નું એરીંગ છે, કે જે મને મારા માયાલુ પિતાએ મારી શાલગીરેહની ખુશાલીમાં ભેટ કીધું હતું. એ દાગીનો જો પાંચે દહાડે તેઓ જોવા કે પુછવા ચાહે તો હું શું જવાબ દઉં?

**બેહરાંમ**—પણ રાંડ, તું જાંણ કે મારી દોલત ફનાં થઇ, મારૂં સર્વ નાણું જતું રહ્યું તો હવે હું તમારૂં ગુજરાંણ કેઇ રીતે કરી શકું?

(આએ વાત ચાલે છે એટલાં મેહેરનાં માત-પિતાનું એકાએક આવવું. બેહરાંમનું તેમને એકદમ જોઇને ચમકવું, અને મેહેરનું તેમને દોડી ભેટી પડવું.)

**મેહેર**—(દોડી જઇને) ઓ મારા બાવા!

**બાઇઆઈ**—(કોટી કરીને) ઓ માહરી દીકરી!

**મેહલાશાહ**—(મેહેરને પેટમાં ચાંપ્યા પછી) બેહરાંમ! બેહરાંમ! એ શું કહેવાય? તેં એ શું માંડયું? જુગાર? તોબાહ! તોબાહ!!

**બેહરાંમ**—(સસરાને જોઇને પેટમાં કલેજી નહિ હોય તેમ તુરત નમી જઇને) નહિ મુંરબીજી, એક વાર

જરા જરા ભુ ભુ ભુલ થઇ. હવે કંઇ નથી. મેં તે રાહથી બહુ પસ્તાવો ખાધો છે. (મેહેરપર ચિરડાઈને) અરે તારૂં નખોડ જાય રાંડ કાભાનું? માય બાપને ચેતાવી મુંઈ? હં હં હં હં, જણે કાચીને કાચી કરડી ખાઉં?

(દાંતકચકચાવે છે.)

(મેહલાશાહ તથા બાઇઆઇ એક કોચપર બેસે છે, મેહેર કોચની એક બાજુએ ઉભી રહે છે.)

**મેહલાશાહ**—બેહરાંમજી, અહીંઆવો (બેહરાંમને પોતાંની પાસ એક ખુરશીપર બેશાડે છે.) જો દિકરા, આ શું કહેવાય? તારા મરહુંમ બાવા કેવા આબરૂદાર નામદાર ને પાંચમાં ઉઠનાર બેસનાંર અને તેનો તું બેટો થઇને એવી રીતે દારૂ અને જુગારનાં માહા નાશકારક લખમાં ફરે એ તુંને શોભે? એથી તારા બાપ દાદાનાં નાંમને બટો નહિ લાગે? હમોએ સાંભલ્યા બરાબર નીકલી પડયાં કે એવો સ્યાણો છોકરોને એકાએક શું થઇ ગયું.

**બેહરાંમ**—એકવાર મારાથી ભુલ થઇ ખરી પણ હવે તે માંટે મને બહુ પશેમાન અને સરગરદાંન થવું પડયું છે, અને તેમનાં કાળાં મોહડાં નહી જોવાનો નિશ્ચય કીધો છે.

(બાંજુમાં) આડે ઉઠે!

**મેહેર**—(બાજુમાં) અરે એ માટીડા કેવો લટી ગયો છે! મારાં ભોલાં મા બાપને સરવે ખોટું સમજાવે છે. જો અત્રે હું વચમાં બોલું તો મારી કમબખ્તી!

**બાઇઆઇ**—બાવા, આપણે આબરૂદાર માણસોને એ નીચ પેશો કદીબી શોભે નહિ. એ કોણનાં કાંમ! નીચ દીવાલીયા અને હલકા હજામડાઓનાં. વારૂં નાણું કેટલુંક ગુમાવ્યું?

**મેહેર**—(બેહરાંમ બોલવાની આનાં કાંણી કરે છે એટલાં) પચ્ચીસ હજાર!

**મેહલાશાહ** } (અચરતીથી) હેં? પચ્ચીસ હજાર!
**બાઇઆઇ** } જુલુમ કીધો. શું કંઇ આગલો પાછલો વિચાર કીધોજ નહિ?

**મેહેર**—માતાજી, બાવાજી, મેં ઘણું સમજાવ્યું પણ મારા બેહરાંમે મારૂં માન્યું નહિ. મારા કેહવાને તુચ્છકારી કાહાડેઉં, એટલુજ નહિ પણ મારી બોહોસપર એ દોલતનો ખરાબો કીધો.

(રડે છે. બાઈઆઇ પેટમાં ચાંપે છે. મેહલાશાહ દિલાસો આપે છે.)

**બેહરાંમ**—(મેહેરપર અત્યંત ગુસ્સે થઇને પણ બાજુમાં એકલો) ઓ તું રાંડ મરે! સરવે પાટલો ફોડી દીધો? વારૂં, તારૂં આંથણું–મીઠું મારા હાથમાં છે!

**મેહલાશાહ**—પણ ત્યારેતો તારા પિતાની સરવે દોલત તો એમાંજ જતી રહી હશે? તોબાહ ઈલાહી! શું જરાબી આગલ પાછલનો ખ્યાલ નહિ રાખ્યો? (બેહરાંમ નીચી મુંડીયે ગુપચુપ બેસી રહે છે) બેહરાંમ, તું ચાલ બસ આજને આજ માહરી સાથે રાતની પેસેનજરમાં પુનાં, થોડા દાહડા આપણે ત્યાં રેહવા; મારેથી ઇહાં વધુમાં વધુ એક દહાડોબી રેહીશકાય એમ નથી. મને નહિ દૂર થઇ શકે એવી રોકાંણો છે. હું ધારૂં છું કે મને આ ચાલુ અઠવાડિયાંમાં વેલાત જવું પડશે માટે ઘેરેબી કોઈ નથી વાસ્તે છોકરાંઓને લઇને ચાલ, આજેજ ઉપડી જઇએ.

**મેહેર**—(આજુજીથી) બાવાજી, તમારી હું મોટી ઉપકારી થઈશ. અમો સરવેને તમો પુને લઇ જાવો, કેમકે તમારા સિધાર્યા પછી પાછા એવન એવીજ બુરી બદીને વસ થશે ને મારૂં સાંભલશે નહિ.

**બેહરાંમ**—(બાજુમાં ચિરડાઇને) આહા! એ રાંડની જીભલી તે હું કેંમ તુકડી કરૂં? (ગુસ્સો સમાંવીને લગાર નરમાંસથી મેહલાશાહને) નહિ, નહિ, તેમ બની શકશે નહિ. એતો ઘેલી છે, તેને વાહે તમો લાગતાં નાં. તમો આજે સિધારો. હું કાલથી જરૂર માહરૂં થોડુંક અત્રે કામ છે તે અટોપીને આવીશ. જરૂર આવીશ.

**મેહર**—(બેહરાંમને સમજાવીને) જોવો માહરા બેહરાંમ, માએ બાવાને નારાજ ના કરો. ચાલો આપણે તેવણુ સાથ જઇએ?

**બેહરાંમ**—(બાજુમાં) અરે ખુદા ! હવે હું એ દુકતીનું કેમ કરૂં ? (મોટેથી) મેહેર, તું અમસથી બજીદ નાં થાં આજને આજ ઉપડી જવાંને આપણેથી કદી બની નહિ શકે. વલી આજેજ ઉપડી જવામાં મારૂં બેવડું નુંકશાન થશે.

**બાઇઆઇ**—પણ ત્યારે તમો ક્યારે આવવા ધારોછો ?

**બેહરાંમ**—આસરે એક પખવાડિયાં પછી.

**મેહર**—ઓ ખુદા ! તેટલાં તો બાવા વેલાતબી જતા રેહશે. પછી તમે વિચારતો નહિ ફેરવો ?

**બેહરાંમ**—(લગાર ગુસ્સાથી) ગાંડો છે ગાંડી ! એક વખત કહીને પછી વલી વિચાર શાનો ફેરવે ?

**મેહલાશાહ**—ઠીક છે ત્યારે આજે રાતની ગાડીમાં પાછાં જઇશું, કેમકે મને અતિઅગત્યનાં કાંમો છોડીને ખાશ અત્રે આવવું પડયું છે. જો બેહરાંમ, જરૂર આવજે હો ? તમારે ભરૂશે છીએ.

**બેહરાંમ**—હા મુરબ્બી, જરૂર. (બાજુમાં) બાવન દોહડે !

**મેહર**—(બાજુમાં) એ મુરબ્બી,મુરબ્બી સૌ મોહડાં-પર ! જો જોની એ જતાં જતાં મારૂં પારસ તેલ નાવશે !

**મેહલાશાહ**—ચાલ દીકરી મેહેર, તું હવે દલગીર નાંથા, એવણે કબુલ કીધું છે.

(એક સિપાઇ હાથમાં એક તાર લઇ આવીને મેહલાશાહનાં હાથમાંમુંકે છે.)

**મેહલાશાહ**—(તારપોતાંનો જોઇને) જોયું ? હજી અત્રે આવ્યાને કલાકતો નથી થયો એટલાં લફ્ફડું છેજ. (વાંચીને) ચાલો, થઇ ચૂકયું નક્કી ! દિકરી મેહેર, મને આવતાં અઠ-વાડિઆંમાં વેલાત જવુંજ પડવાનું. તાકીદનો તાર છે. ચાલો હવે જવાની તૈયારી કરીએ.

(સરવે જણા ઘેરમાં જાય છે. બેહરાંમ ઉઠીને થોડાંક કદમ સુધી વળાવા જાય છે અને પછે એકલો વિચારમાં ઉભો રહે છે.)

**બેહરાંમ**—( એકલો ) જોયું ? હું ધારતો' તો તેજ થયું. અંતે એ નાપાક કરકસાએ ઢાંખરાં–ઢાંખરીને લખી વાળીને તેડાવી મંગાવ્યાં, અને એટલી બધી પંચાત કીધી. આહા ! ( ચિરડાઇ જાય છે ) એ દૂકતીપર કેવો ક્રોધ આવે છે ? ( જરા થોબીને ) પણ પેલો અપટચંદ કેમ નથી મુવો હજી ? એનું નખોદ જાય તે એ ઢેડનો જણ્યો સેંકડે ૫૦ ટકા વ્યાજ માંગેછે ને મને અડેલાને અડાવીને કસી જોએછે. શું કરૂં, માહરી હાલત હાલમાં એવી બારીક આવી ગયલી છે કે લખી આપ્યા વગર છૂટકો નથી. (તેને આવતો જોઈને) પેલો શું, કાંખમાં તોબડીની માંફક ચોપડો મારીને બેહેસ્તીતો ડોલતા–ડોલતા આવે છે, પણ ( ફીકર કરીને ) રખે અહીં પેલો ઢાંખરો–બાંખરો આવી જાય, નહિ તો કમબખ્તી !

( અપટચંદ મારવાડી આવે છે, બેહરાંમ તેનો કોચપર બેસાડી પોતે પાસે બેસે છે.)

**અપટચંદ**—( હસીને ) કયમ ભૉઇ શાબ, પસી કાંઇ વિશાર કર્યો ?

**બેહરાંમ**—વિચાર તો કર્યો અપટચંદ, પણ ૫૦ ટકા તો બહૂ ભારી પડે છે.

**અપટચંદ**—ઓ રૉમ રૉમ ! ૫૦ ટકા ભારી પડશે ? ભૉઈ શાબ, એ તો વેપાર શે. તમારા ઝેવા પાંશ ન માગીયે તો કતે ઝઇએ ? અમારાં ગુઝુરોંણુનો ઓધાર નકરો ઈ પરશે.

**બેહરાંમ**—તે તો ખરૂં અપટચંદ, પણ કાંઈ કમતી કરો તો ઠીક.

**અપટચંદ**—( જીવ એકદમ સખી કરીને ) શાલો ત્યારે પોંણી ઓગણ પંચાસ રૂપૈયા આલઝો.

**બેહરાંમ**—( બાજુમાં ) એનું નખોદ જાય એનાં ઓસરતાનું ! ધમ દઇને પાવલો ઉતર્યો ! હવે કબુલ કરવા શિવાય છૂટકો નથી, કેમકે જો એ જતો રહ્યો તો વળી કોણ બિજાની ખુશાંમત કરવા જઇશ ? ( અપટચંદને ) ઠિક છે ભાઇ શાબ, પાંચ હજાર રૂપિયા જોઇશે.

**અપટચંદ**—પણ મુદત્ત કેતરા દી'ની કરોં છો ?

**બેહુરાંમ**—તે તો જોવો અપટચંદ, નાણાંની વાત છે. વખતે બે વરસમાંબી ને વખતે પાંચબી લાગે. તમને શું છે, તમારો તો જાંણે દિકરોજ રળે છે ?

**અપટચંદ**—નહિ–નહિ બીરાંમઝી શેઠ, એવો ખોટેરો ધંધો નવ પાલવે.

**બેહુરાંમ**—પણ તમે ફીકર શું કાંમ કરોછો અપટચંદ, ધારો કે બે વરસની મુદતમાં મારા સસરાનો થતો ઢાંખરો ધપી જાય તો તેનો વારસ તો હુંજ કેની ? તેના કિયા બિજા દિકરાઓ છે કે તેની દોલત મારે હાથ નથી આવવાની ? " બાપ મૂંવે બમણાં ! "

**અપટચંદ**—પણ ભાઇ શૅાબ, આંમ સે તો પસે નેવું ટકાનું બ્યોજ લખી ઓલસો તો બોજસે. નતો ન બોજે. આ પોંચ વરસમાં ડોસો ન મૂંવો તો ગરીબ મોણસ રખડી મરીયેનાં ?

**બેહુરાંમ**—( બાજુમાં ) ઓ મારા બાપ ! હવે કેમ કરૂં ? રૂપિયા વગર તો ચાલે એમ નથી. ( મોટેથી) ચાલ કબુલ છે, તમે નથીજ સમજતા ત્યાર શું કરિયે ?

( બેહરાંમ પાસ લખાવી લઇ સહી અને પાંચ હજાર રૂપિયાની નોટ ગણી આપે છે. )

**અપટચંદ**—બીરામઝી શેઠ ઝોઉં છું.

**બેહુરાંમ**—આવજો. હો, સાહેબજી, સાહેબજી, એ તસદી માફ કરજો.

**અપટચંદ**—એ કાંયેં નહિ, કાંયેં નહિ. (જાય છે.)

**બેહુરાંમ**—શીકાર તો ઠીક આવ્યો. મજા છે.

(જાય છે.)

---

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો.

### મેહેરનો સુવાનો ઓરડો.

[ મેહેરના સુવાના ઓરડાનું દિસતું. વખત મધ્ય રાત્રનો. ટેબલપર એક સુંદર લેંમ્પ બળે છે. ઘડિયાળમાં સાહડા બાર વાગેલા દિશે છે. મેહેર પોતાનાં પલંગ ઉપર અરધી સજાગરી હાલતે સુતેલી દિશે છે, છોકરાંઓ અને અમીના દાસી સર્વ નિંદ્રાવસ થયલાં છે. ઉંઘ નહિ આવવાથી મેહેર અંતે કંટાળીને પલંગ ઉપર ઉઠી બેસે છે. ]

મેહેર—તોબાહ! તોબાહ! જલો એ સંસારી જંજાળ! જલો એ જીંદગી! જલો માહરો સંસાર! ચીંનતા માણુસને એટલું બાહાવરૂં અને ઘેલું-દિવાનું બનાવી મેળે છે કે દિસની ભૂખ ને રાતની ઉંઘતો તજાવે છે તો તજાવે છે, પણ એક તળમાંત્ર ઠરી ઠામ જંપવા કે ઝુંકૂવા દેતી નથી. નવ વાગ્યા ત્યારથી બિછાંને આવી છું, અને માહરાં નિર્દોષ બાળકો ક્યારનાં ખૂશનુમાં ખ્વાબમાં ગીરફ્તાર થયાં છે પણ મને ધપ્ફડી-ધફ્ડીને મરવા છતાં ઉંઘ બંદી આવતી નથી. પણ તેબી ક્યાંથી આવે? શું મને થોડી ચીંન્તા ને હાય-ધસ્કો છે. શું મારી ઉપર ગુજરતું દુઃખ ન્હાનું સુનું છે? આખર બેહરાંમ પોતાનાં વચનથી ફરી ગયો. આજે અઠવાડિયું થયું માહરાં નેકબખત માત-પિતાને અહીંથી સિધાર્યાને, પણ હજી પુને જવાને માટે પુછું છું તેનો કશો દિલ ભર્યો ખુલાશો આપતો નથી. વળી પાછો પેલા લુચ્ચાઓની સોબત્તમાં જુગાર રમવા માંડયો છે અને શરાબનો દોર ચાલુ કીધો છે. ખુદા જાંણે એની પાસ વળી પાછાં ક્યાંથી નાણાં આવ્યાં છે. એ મને કેહતો હતો કે માહરા દોસ્તો ધીરવાને તૈયાર છે, પણ માહરા કાંન નથી વાગતા કે તે મુંજીઓ તેને ધીરે. નહિ કરતાંને

ધીરેખી તો તે મદદ તરીકે તો નહિજ પણ એક આપી એક સો કઢાવવાની લાલચપરજ હશે. અરે ખુદા ! ઓ કુલ કુદરતનાં પ્રતિપાળ ! એક વારનો કેવો માહરો ભલો ખાવિંદ આજે આ બુરા લખોને વસ થઈ પોતે ખુવાર થવા સાથ અમો નિર્દોષોને પણ ખસ્તે-ખૂવાર બનાવે છે? શુ એને આગળી-પાછળી હાલત, જીંદગી કે આબરૂનો કાંઇ વિચાર હશેજ નહિ ? અફસોસ ! રે નસિબ ! નસિબ ! જે થાય છે તે તારા ચમત્કારો છેઃ—

( ગાય છે. )

**("મએ જાંનતીથી પરિચોંસે અચ્છા નહિ કોઇ" રાહ઼ા )**

સાંભળસે કદિ ધ્યાંનથી દુઃખ માહરૂં નહિ કોઈ,
આ દુઃખમાં દિલાસોખી દેનારૂં નહિ કોઇ. ૧.

દુનિયાંમાં લાખો સુખ પણ તે દુઃખ દેખવાં ;
ખાવિંદ સમાનું જગમાં એ પ્યારૂં નહિ કોઇ. ૨.

શરાબ ને જૂગારમાં ફસ્યો તે બે ગુનાહ ;
જો કે દિલ બધૂં છે એકને ન્યારૂં નહિ કોઇ. ૩.

બેહરાંમ માહરા કાં' બને છે ખાલી ખ્વાર-તૂં ?
લુચ્ચાઓ છે તે સાંમટા, તાહરૂં નહિ કોઇ. ૪.

"**દિલજાંન**" તાહરો દુઃખ ને તું કાં' કરે શરીક ?
હજી તને સુજતું નથી, શું સારૂં નહિ કોઈ ? ૫.

( ગાઇ રહીને ) હવે ક્યાં સુધી એમ બેસી રહીસ? લગભગ એક તો વાગવા આવ્યો છે. ખુદા જાંણે તે તો ક્યાં ભટકતો હશે. હવે બતીનો પ્રકાશ કમતી કરી માહરાં મોહડાં તરફ ઓથો કરી સુતું કે જરા શાંન્તીથી ઉંઘ લાગે.

[ લેમ્પની રોશની ઝાંખી કરે છે અને પોતાનાં પલંગ ભણી લગાર અંધારો-ઓથો કરી સુઇ જાય છે. પાંચેક મિનીટમાં મોટે-મોટે ઘૂરવા પડે છે. સઘલું સુમશાંન દિશે છે. થોડો વાર રહીને મેહેરનો ખાવિંદ બેહરાંમ ચોરનાં કાળા લેબાસમાં એક ખુણાંમાંથી ડોકીયું કરી જોતો

દિશે છે, અને મેહેરને તદન નિંદ્રાવસ થયલી જાંણી બહુ સંભાળથી અંગુઠાઓ ઉપર હળવે –હળવે ચાલતો બાહેર આવી મેહેરે કીધેલી ઝાંખી રોશની ને તેથી પણ ઝાંખા પ્રકાશમાં કમતી કરી પાછો જતો રહે છે અને તુરતજ પોતાની પાછળ ખુશરો, બેજન, દારાબ અને ફરાંમ એ ચારોને પોતાનાંજ જેવા છુપ્યા લેબાસમાં લઇ આવે છે. ]

**બેહરાંમ**—( હળવેથી પોતાંના બંન્ને હાથ લાંબા બતાવીને ) તદન આસ્તે, જરા ફૂંફાડો નહિ, નહિ તો રાંડ કૂતરીનાં જેવી ઉંઘની છે તે તુરત જાગી ઉઠસે !

**ખુશરો**—( બેજન, દારાબ તથા ફરાંમને ) તદન ગુપચૂપ હો ! કાંમ જોખમ ભર્યું છે, તમે જાંણો ! ( બેહરાંમને ) કેઇ પેટી ? ( એક પેટી બતાવીને ) આ કે ?

**બેહરાંમ**—નહિ, (અસારતથી હાથે દેખાડીને) પેલી.

(ખુશરો પોતાનાં એક છુપા ખિસ્સામાંથી ચોર ફાંનસ કાહાડી આસ્તે રહી સળગાવે છે, અને બિજાં કેટલાંક હથીયારો કાહાડી પેટી ઉંઘાડવાની તજવિજ કરે છે. બિજા સરવે જણાં વાંકા વળીને તપાસે છે તથા તેને જોઇતી મદદ પુરી પાડે છે. બેહરાંમ ધ્રુજતે હાથે લગાર દૂરથી આતુરમંદ ચશમે ઉભો રહી ઘડીમાં એમતો ઘડીમાં મેહેરનાં પલગંપર ઝાંખે છે. અંતે ખુશરો પેટીની કળ ઉખલવામાં ફાવે છે. અને પેટી ઉંઘાડી ખોળે છે. કેટલાક દાબડાઓ બાહેર કાહડે છે, જેમાં એક ન્હાંનો સુનેરી વરખનો દાબડો ભારી લાગવાથી ઉભો થઇને ઉંઘાડવાને ફાંફાં મારે છે, એટલાં તેનું ઢાંકણુ એકદમ એકાએક ઉંઘડી જવાથી અંદરનો સાંમન નીચે વેરાઇ પડવા સાથ દાબડો પણ એક મોટા અવાજ કરીને અફ-

ળાઇ પડે છે. મેહેર એક ચોશ પાડીને ચમકી ઉઠે છે. નાહસા નાહાસ થાય છે, અને બેહે-રાંમ ઇરાંની દોડી આવી તેને પકડી પાડે છે પણ એક જબર દસ્ત આંચકા સમેત પોતા-નો હાથ છોડવી તે પોતાપાસ છુપાવેલી એક ભયંકાર છુરી તે નિર્દોષ ઇરાંની બચ્ચાનાં પેટમાં ચલાવી દઇ નાહસી જાય છે. તેનાં સર્વે દોસ્તો, જેઓ એકતો તેનાં ઘેરના દરેક દરવાજાથી બિન માહીતગાર અને તેમાં અ-મીનાં—મેહર વિગેરેનાં ચમકી ઉઠવાથી થા-યલા ધભરાટમાં એમથી તેમ નાહાસવા કરે છે. બેહરાંમ ઇરાંની તફડી તફડીને પ્રાંણ છોડે છે. જાલ અને જરબાનું ચમકી ઉઠી અમીનાંની સોડે ભરાય છે.)

**મેહેર**—(એકદમ ચમકી ઉઠયા બરાબર પોતાનાં ઘેરમાં ચોર ભરાયલા સમજીને આગલા દરવાજા ભણી મદદને માટે દોડી જતી જતી) ઓ બાપરે!, દોડોરે! દોડોરે! ચોર છો ચોર! ચોર! પકડો! પકડો! (આગલો દરવાજે ઉંઘાડી પાડે છે. આસે પાસેનાં લોકો તથા કેટ-લાક પોલિસનાં સિપાઇઓ દોડી આવે છે અને તે લુચ્ચા-ઓને પકડી પાડે છે. સર્વે જણાં ધાસ્તી ભરી હાલતમાં આસે પાસે જોવા પડે છે. બેહરાંમ ઇરાંનીની લોથ નજરે પડે છે અને ખુંન થયલું જાંણી ધભરાટ ચાલી રહે છે. એક માંણસ પોલિસને "ખુંન"ની ખબર આપવા દોડે છે.)

**અમીનાં**—(લોથ તરફ વાંકી વળીને) એજ ચોરો માંનો એક જબરદસ્ત બાંધાનો ચંડાળ એ અમારા ઇરાં-નીને ધસારાબંધ છુરી મારીને પોબારા ગણી ગયો છે (પકડેલા ચોરો ભણી જોઇ એકા એક ચમકીને) અરે પેલી બતીની રોશની વધારો રે કોઇ! (એકજણ દોડી

લેમ્પની રોશની વધારે છે) નખોદ! મારાં બાઇ, આપણું નખોદ વળ્યું! અરે એ ચંડાલો તો પેલા મુંજી દોસ્તદારોનાં થતા ગુનાહગારોજ છે, ત્યારે ખુંન કરીને છટકી જનાંર પાંચમો ચોરતે મારો શેઠ અને તમાંરો ધણી બેહરાંમ હોવો જોઈએ!

(અમીનાં છાતી કૂટે છે અને રડે છે, તેને જોઇ બચ્ચાંઓ રડવા માંડે છે.)

**મેહેર**—(ધાસ્તીનાં ધડકાથી હેબતાઈ જઇને) હેં! શું બોલી અમીનાં? (છાતીપર ધડાધડ હાથ–મારીને) ઓ બેહરાંમ! બેહરાંમ! તેં તો ધાંણ વાળ્યો! નખોદ વાળ્યું! હાય! હાય! ઓ બુરાં નસિબ! ઓ બરગસ્તે સેતારા! ઓ–ઓ–ઓ–ઓ–અ–અ–(બેસુદ્ધ થઇ તુટી પડે છે. અમીનાં દોડી જઇ પકડે છે. રડારીક પડે છે ન્હાંનો જાલ અને જર રડતાં પણ ડધાઇને ઉભાં રહે છે. સિપાઇઓનાં એક ન્હાણું ટોળાંસાથ ત્રણ યુરોપિયન કોનસ્ટેબલો આવી લાગે છે, અને હકીકત સમજી લઈ બેહરાંમની લાસને એક કરકટીપર નખાવી લઇ જવા સાથ પેલા ચારે મુંજી ચંડાળોને પણ ધક્કા મારતાને પાંસળી સેકતા લઈ જાય છે. ઘોડાવાળો મકન તેની બાયડી ફીકલી, તથા કરસન અને બીજા કેટલાક સિપાઇઓ બેહરાંમની શોધમાં દોડે છે.)

---

## પ્રવેશ ૨ જો.

### એક જાહેર રસ્તો.

[ કેટલાંક રસ્તે લોકો જતાં દિશે છે. થોડોવાર રહીને અપટચંદ મારવાડી હાથમાં ચોપડો લઇ ઝડપમાં અને ભારે અફસોસ કરતો હાથપર હાથ મારતો આવે છે.]

**અપટચંદ**—(કપાળ કુટીને) ઓ રૅામચંદરજી! આશે કોપ થીયો? હાય! હાય! મારા હાલાલ મીનતનાં પોંચ હજાર રૂપિયા પોણીમાં ગયા. હું તો યમ સમઝોંકે સાલ બરસા આપટ, તારોં દાદાનોં દાદોં ૯૦ ટકા બ્યોજ કમયો તો નોં પણ કયોંને નાસી ગયોસે. હાયરે! હાય! મારોં પોંચહજાર રૂપૈયોં! તુ મને હવે કયોંથી મળશે? (છાતી કૂટતો ને હાય અફસોસ કરતો જાય છે. બિજી તરફથી મકન અને તેની બાયડી કીકલી દાખલ થાય છે.)

**મકન**—અરે-અરે-અરે-અરે. (ટટાં દાબે છે) હોદી હોદીને દમ કાએરો પણ એ નાઠેલો પારહો મળેલો નીં. કોંણ જાંણે કીશ વટેલા. હાય! હા! હંદૂ દારૂ ને જુવા ખેલવાનાં ચેટકે હત્યા નાંહની ખાટલી વાલીને ખુંન કયરૂં તીઆરેજ એ બંદા હેટલોં.

**કીકલી**—પન છેકજ જુલુમજ કયરોરે મારા વિરાએ. બાપ આજ હુદી તો પારછીએ ખુંન કરેલું છમલેલુંની તે આ નજરો-નજર દેયખું. બસારી બાયતો એવી કળવાઇ કળવાઇને રડેકે જાંણે આંપણાં કલેઝાંમાં ચોબોજ પડે.

[બે કોનેસ્ટેબલો દાખલ થાય છે, અને મકન પાસ આવે છે.]

**૧ કાનસ્ટેબલ**—કયું રે! મીલા કે નહિ?

**મકન**—(ઉભો થઇને) નઈ મીલા છાબ. જોઇ જોઇને છબ જંગલ કે જાહડી ફરી આયા છાબ, પણ નાંમ કે નીછાંન નહિ છાબ.

[કેટલાક છુપી-પોલીસનાં માણુસો દાખલ થાય છે, જેમને બંન્ને કાનેસ્ટેબલો બાજુમાં લઇ જઇ મસલત કરે છે અને તેમને રવાના કરી પોતે પણ જાય છે.]

**મકન**—અવેકાય તે ધઈરા વનાં રેહે એમ? એ તો પતાલમાં છુપ છે તઇથીબી પત્તા લાવછે ને કાઢી દેહે.

ઓ બાપ બાપ ! ઈંગરેજ છરકારનાં રાજમાં ઈમ હુયપું રે'વાય તો પસી હું જોઇયે. આહેલાં મરાહાનાં મુહલમાંનોનાં રાજબાજ દીઠેલાં કે હું? એ તો મારીને જકડી-પકડીને પ્રાંધીને લાકડે ટાંગી દેહે. ( રડે છે ) ઓ મારા છેટ, તુંને એ હું હુજ પઈડું ? હુંનાં હરખી બઈરી બસારી રડતી દમ ખાતી ની. હાય ! હાય ! મરજી પરમેછરની.

( બંન્ને જણાં જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

( છેલ્લો )

### એક કંગાલ ઘરનો ઓરડો.

[ મેહેર પોતાની બદલાયલી હાલતમાં એક કંગાલ ઝૂપડાંમાં હલકાં કપડાં પેહરીને માથું-મોહડું કૂટતી બેઠેલી દીશે છે, દાસી અમીનાં સધ્યારો આપે છે. જાલ અને જર મેહેરની પાસે રડતાં બેઠાં છે. વખત રાતનો હોવાથી માત્ર એક ન્હાનો દીવાનો ડબ્બો પોતાનો ઝાંખો પ્રકાશ આપી રહ્યો છે. ઓરડામાં કાંઇક કંગાલ સામાન પડેલો દીશે છે, જે જોતાંજ તેણીની ગરીબી હાલતનો ખ્યાલ આવે છે.]

**મેહર**—ઓ માહરા ધણી ! તેં તો ગજબ વાળ્યો? પોતે ખસ્તે-ખૂવાર અને જીવથી જવાનું કરીને અમો નિરાધારોનો બી ઘાંણ વાળ્યો. બેહરાંમ ! હવે તારૂં શું થશે ? અરે ! તને ફાંસીને લાકડે લટકાવેલો હું કેમ જોઇ સખસ જો ! મારા ડોળા ફૂટી જશે ? માહરો વાવલો ઉડી નહિ જશે ? રે જુલુમ ! જુલુમ ! ઓ જુલ્મી જમાના ! એ તાહરોજ જુલુમ ! અરે ! દોઝખનાં ઉંડા ગારમાં સબડ જો તે ખરા દોસ્તો થઇ મરવાનું ડોલ ઘાલનારા ઉપરથી પાક પણ અંદરથી સડેલા હૈડાંનાં પાપીઓનાં

સરો, કે જેઓનાં ફરેબે મારો ખાવીંદ એવી દુઃખદાયક અને આફતકારક અણીં ઉપર આવી અટકયો. વળી પેલા લુચ્ચા મારવાડી અપટચંદે ઓછા ગજબમાં પુરો વાળ્યો, અને એક મેર હજી તો મારા ધણીનાં ધુજારામાંથી છુટ્યું નહિ એટલાં તે દગાખોરે ટાંચ કાહાડીને વારંટે મેળવ્યું, અને ઘેરબારનું લીલાંઉ કરાવ્યું. ઘેર કેથું ધરણે પડી ચુકેલું હતું એટલે સામાનપરજ તેનો દાવો ચાલી શકયો, અને આજે આએ કંગાલ ઘેરમાં વાસો કરવાનો વખત આવ્યો છે. ખેર ! એવું કંગાલ ઘેર હું દુનિયાનું રાજ ગણું પણ મારા ધણી વિના તે શા કામનું ? ઓ આફત !

(ગાય છે.)

## ઈંગ્રેજી રાહ.

(" Oh ! love will you be mine. )

(રાહા "ઓ! લવ વિલ્યુ બી માઈન")

સિતંમ ! રે સિતંમ ! રે સિતંમ ! છે ખરે,
રૂઠયૂંજ છે શું જુલ્મી નસિબ મુજ અરે ?
જલો માહરી જીંદગી—જલો માહરૂં જર,
ઓ ખાવિંદ ! તે જરથી તુંજ આવી આખર.
અરે ! શું હું જાણું કે કરશે તું ખૂન,
ને આવશે તું કાંઠે મ્હોતને જખુન.
એ આફત શું થોડી, ખુદા ! મુજ ઉપર ?
હું નિર્દોષ નારી કૂટું છું આ સર.
ખાવિંદ જો મુજ મરે, એ દુ;ખથી નહિ ફરે,
"દીલજાન"થી અમખરે, આધાર શું રહે કહોઅરે?–ખાવિંદ.

(ગાયન ગાઈ રહેવા પછી) આએ દુનિયાંમાં આજે પૈસા માટે કેવી–કેવી રીતનાં કાવા દાવાઓ ચાલે છે, કેવાં–કેવાં કૂકર્મો થાય છે તેનો તાજો દાખલો માહરા કમનસિબ ખાવિંદમાં બન્યો છે, કે જ્યારે પોતાની સર્વે દોલત ફનાં થઈ ગઇ ત્યારે એવી રીતે પોતાનાંજ ઘેરમાં

ઘુસીને પોતાની મતલબ સાંધવા ચાહી પણ જેમ કરતાં અંતની ઘડીને તેડું કીધું. અરરરરરર! (માથું ધરી ઝાર ઝાર રડીને) હવે અમારૂં જીવતર બળ્યું!

જરબાનું—માતાજી, જો તમારી રજા હોય તો પૈસાની બલીહારી જગતમાં આજે કેટલું મોતેબરપણું ધરાવે છે તે ઉપર પેલા "દીલજાંન"નું રચેલું એક ગાયન મને એચરશાહ માસ્તરે સિખવેલું છે, જે એક સધ્યારા તરીકે તમારી મરજી હોય તો ગાઉં.

મેહેર્—ગા દીકરી ગા, હવે તેવા સીખરૂપી સધ્યારો તે આપણું આ દુઃખ શું દફે કરનાર છે, તોપણ કંઇક દરજ્જે મનને દિલાસો મળશે. (જરબાનું ગાય છે.)

## ઈંગ્રેજી રાહ.

("મરૂં રે માંયો-બેહેનો માહરી"—એ રાહ)

જરબાનું—

આજ કાલ તો જર વિન જગમાં ભાવ પૂછે નહિ કોય,
ભાવ પૂછે તે તેનો કે જે, ખિસ્સા ભારી હોય;
કૂળવંતોનું કૂળ ભૂલી જઇ, જરને આપે માંન,
જરને સમજે માત-પિતા સમ, જર વિણુ કસું ન જાંન.
{ કૂળવંત સૌ અટવાય, પૂછે ન ભાવ જરાય,
{ હોય જોર જે પાસે જરનું, તેજ માન બહુ પાય. ૧.
જર વિન રૂઠે જાંણુ જગતમાં, બાપ-ભાઇ ને માંય,
જર વિન જોરૂ કાઢી મેલે, દયા ન લાવે જરાય;
બે દમડીનાં હજાંમડાને હાથે જો જર જાય,
તો તેપર સૌ તુટી પડશે, નહિ ધાર્યું ત્યાં થાય;
{ કૂળવંત સઉ અટવાય, પૂછે ન ભાવ જરાય,
{ હોય જોર જે પાસે જરનું તેજ માન બહુપાય. ૨

જર વ્રખ્તે જે હતા ગુલામો, તેજ બતાવે લાત,
વળિ ઉંચકવા ડરે કદી નહિ વખત પડે તો હાથ!

સુ વખ્તે જે બેટા સમતે, વિપતિ વખ્તે બાપ,
ઠાલી ઠેલી નાં એ જાંણો, સંધાં જન, પ્રતાપ!
{ ફુળવંત સૌ અટવાય, પૂછે ન ભાવ જરાય,
{ હોય જોર જે પાંસે જરનું, તેજ માંન બહુ પાય. ૩

દિકરા પાસે જો જર હોસે, ઢલી પડે બહુ માંઇ,
બ્હેન "ઓવરણાં" લેસે બહુબહુ, પૂછે હેતથી ભાઈ;
બાવા કેહસે "દિકરો મ્હારો, બહુ ગૂણવંતો છે!"
પ્રતાપ શાંના? સૌ આ કહોને, હોય ગાંઠ જર જે!!
{ ફુળવંત સૌ અટવાય, પૂછે ન ભાવ જરાય,
{ હોય જોર જે પાસે જરનું, તેજ માન બહુ પાય. ૪

બોલું જેટલું આ બાબદપર, તે થોડુંજ બસ થાય,
"જર"અક્ષર છે બહુ બળવંતો, કેહેતાં નહિ કહેવાય;
લોકો કહે છે "કળજુગ આયો," ખરોજ તે આ જાંણ,
ફુળવંતોનુંફુળ ભૂલી જૈ, જર પર સૌ "**દીલજાંન;**"
{ ફુળવંત સૌ અટવાય, પૂછે ન ભાવ જરાય,
{ હોય જોર જે પાસે જરનું, તેજ માન બહુ પાય. ૫.

[ ગાયન પુરૂં થતાંજ એકાએક હાંફતો, દોડતો ફગલાયલો, ધભરાયલો અને ચીઠડે હાલ હાલતે બેહરાંમ દોડી આવી મેહેરને ગળે વળગી પડી ઝાર ઝાર રડવા પડે છે. મેહેર તેને જોતાંજ હેબતની એક ચિચિઆરી પાડી તેને મજબુતીથી પકડી પાડે છે. જર અને જાલ બંન્ને પોતાનાં બાપનાં કપડાં પકડી રડી પડે છે. દાસી અમીનાં ચોકીને એક બાજુએ રડતી ઉભી છે. ]

**બેહરાંમ**—(મેહેરને પકડી પાડીને) ઓ મારા નેક જાદ ફરેસતા! મુંવો હું કમનસિબ તારો ભરથારનો થતો! મેં તને પરણી લાવીને એક કોડીભાર સુખ બતાવ્યું નથી, પણ તેથી ઉલટુંજ સાંમો ખસ્તે-ખુવાર અને રાંડી-રાંડ કરીને હવે થોડાજ વખતમાં તે પાક ખાલેકની હજુરમાં મારાં પાપી-કરમોનો હીસાબ આપવાને ચાલ્યો જાઉં છું.

સરકારનાં માણસો માહરી પાછળ લાગ્યાં છે, અને તેમની ચુંગાલમાંથી મોટી મેહેનત અને હીકમતથી હું છટકી આવ્યો છું; તોપણ હજીબી મને મોટી ધાસ્તી છે કે મારી પાછળ છુપી પોલીસનાં જાસુસો લાગેલાજ છે, જેઓ વખત જતાં હાં આવી લાગશે. હમણાંજ મેં એક ગાંધીને તહીંથી થોડુંક સોમલ ખરીદી ફાક્યું છે, કે જે લગભગ માહરાં આખાં અંગમાં પસરી ચુક્યું છે.

**મેહેર**—(બેહરાંમે ઝેર ખાધેલું સાંભલી) હેં ! ઝેર ફાક્યું ? હાય ! હાય ! બેહરાંમ ! બેહરાંમ ! તેં તો અંતે મારો સંસાર ડુબાડી આએ જેહાંનમાં મને તદનજ આસરા કે આધાર વગરની કરી મુંકી ? અરે ! કોઇ આવોરે ! મારા ખાવિંદે ઝેર ફાક્યું છે. ઓ ! તે હવે તો થોડોજ જીવનાર છે. અમીના, હેવાંનની માંફક ઉભી શું રહી છે, દોડ–દોડ જલદી જઈ કોઇને બોલાવી લાવ. ઓ માહરા બેહરાંમ ! માહરા ધણી ! મારા ખાવિંદ ! ઓ ખુદા ! હવે શું કરૂં, મને કશું સુજતું નથી.

## ગઝલ.

(“દરિયાએ મહોબ્બતસે દિવાનાં નહિ કરતે”–રાહ.)

**મેહેર**—(અમીનાને)

અરે જાની–ઉભી શાની ધરી હાથ તું ખડી,
આફતની વાદળી શી ખુદા ! આજ આ પડી ? અરેજાની ૧.
બુલાવ જલ્દ કોઇને રે જઇ તું અમીનાં;
માનું છું એને કર્મની હું મુજ વડી ઘડી. અરેજાની ૨.

**બેહેરાંમ**—

સબર ! ન જઇશ તું અરે “દિલજાંન” કહે જરા; (મેહેરને)
પડશે ન કર આ હાથમાં જંજિરની કડી. અરેજાની ૩.

---

**બેહરાંમ**—(લગાર જોસથી, અમીનાં જાય છે તેણીને અટકાવીને) અમીના ! સબર, સબર ! નાં જતી. (મેહેરને) મેહેર ! મારી પાકજાદ નેક ખસલત મેહેરાં ! હવે તું ગમે

તે કરસે, અને ચાહે તો દેવનો દેવ આવસે તોપણ હું મરતો નથી રેહનાંર; વાસ્તે, ખુદાને વાસ્તે તારી પાસ માંગી લેઉં છું કે તું અમીનાંને જતી અટકાવ. તું મારી મદદે નહિ બોલાવશે પણ ઉલટું સરકારને જાહેર કરસેકે હું આ ઘરમાં છું અને મરતી વખ્તે મને વધુ હેરાંન કરાવશે. તારી અન્સુળ શિખાંમણો જો મેં માની હોત તો આજે હું આવી હિણપસ્તી ભરેલી સ્થીતિએ પોહોંચ્યો નહોત. તેને મેં તુચ્છ કુચ્છ બિસાત વગરની ગણીને ધિક્કારી કાઢી તેથી આડો રસ્તો લીધો, તે કરણીનું હું આજે આ ફળ જોઉં છું. માહરી મેહેર ! (એક ચુંમી દેછે) અરે! હું શું જાણું કે શરાબનો બુરો લખ એવો હોય છે? અરે ! હું શું જાણું કે તેના પરીણાંમ તરીકે મારો વ્હાલો જીવ ભારે પસ્તાવા સાથ આપવાને મને તૈયાર થવું પડશે ? હાય ! હાય ! સિતમ ! ઓ કુલ હસ્તીને નીસ્તીનાં સાહેબ–ખુદા ! મને તેં કેવી બુરી બદી સારૂ સરજ્યો ? અફ્સોસ ! અફ્સોસ ! સદહજાર અફ્સોસ ! અરે ! જલી જજો તે નાપાકોનું આ જગતથી નાપાક નાંમ, કે જેઓનાં ફરેબને મેં ગણકાર્યો નહિ હોત તો માહરી આજે એવી હાલત નહિ થાત. અરે, દૂર થજો તે દુસ્મનોની આલ–ઓલાદનું જડમૂળ, કે જે એવી બદ, બુરી અને ઝેરી નિશા પેદા કરનારો ગુણ ધરાવે છે. જાલ ! માહરા જાલ ! માહરા દિકરા !—જર ! જરબાનું ! માહરી ગોલાબ બેગ્રી ! તમો અભાગ્યાં બચ્ચાંનાં અભાગ્ય કે મને એવી બુરી બુદ્ધી સુજ પડી. ( બંન્નેને ગોદમાં ચાંપી ચુંમી દેછે, બંને વળગી રડી પડે છે ) હવે માહરી મેહેર ! (તેણીને એક ચુંમી લઇને) ખુદાપર સબર રાખજે. તેજ સાહેબે–કરીમ તાહરોવાલી થશે. મારાં આખાં દીલમાં ઝેર ફરી વળ્યું છે અને હું હવે અહીં થોડાજ વખતનો પહરોણો છું. પણ તેટલાં મને મારો આટલો સંતોષ જણાવવા દે કે જોકે એટલી બધી નામોશી સાથ હું મૂવો છું તોપણ મને એટલો સધ્યારો છે કે ફાંસીને લાકડે "ખુનનો બદલો ફાંસી" તરીકે હું લટકીને ત્રાસદાયક તરફડીયાં ખાતો મરતો નથી; પણ તેથીજ જુદીજ રીતે તું માહરી નેકજાદ પતિવૃતા બાનું અને માહરાં આ બે

નિર્દોષ (બન્નેને ચુંમી લઇને) ગુલાબ બચ્ચાંઓને ભેટીને સુખથી તે કીરતારની દરગાહમાં કુચ કરૂં છું. માહરો વફાદાર ઇરાંની બેહરાંમ—જેનું એક આંધળાં ઝનુંનને વસ થઇને મેં નહિ અંજાણપણે અને નહિ જાંણી જોઇને એવી રીતે ખુંન કીધું છે, તેને ખુદા બેહસ્તમાં ગુલજાર જગ્યા બખશો એવી માહરી તે પાક ખાલેકને અરજ છે. અને હવે હું જાઉં છું, માહરાં વ્હાલાંઓ! છેલ્લી સલાંમ!

(નીચે પડી જઇ સુતો-સુતો નવધાર આંસુએ રડતો-રડતો અતિ કરૂણાં રસિક સાદે ગાય છે. મેહેર તેને પકડી તેની છાતીપર પોતાંનો હાથ મેલી ડુસકે-ડુસકે રડે છે. જાલ અને જરબાનું તેનાં માથાં આગળ બેસી બંને તેનાં માથાપર હાથ મેલી આતુર અને રડતી ચશમે તેનો ચેહરો નીરખે છે. દાસી અમીનાં પોતાનાં શેઠ-શેઠાંણીની આવી રીતની ગજબનાક આફતમાં ખરી દીલશોજીથી ભાગ લઇ મુક્કીઓથી પોતાંની છાતી ફોડી નાંખવા સાથ મસ્તક કુટે છે.)

## ઈંગ્રેજી રાહ.

("Wait for the waggon"—Air)

**(રાહ—"સુનીયે અહલે ઈજલાલ")**

**બેહરાંમ**—(મરતો-મરતો)

આખર થઇ મુંજ હાર! ઓ બદ-બુરા જુગાર!
શરાબ! ઓ બદકાર! ફિટકાર! તુપે ફિટકાર!
અંતે થઇ મુંજ હાંની, ને બચ્ચાં-ઓરત જાની,
એ સૌની થઈ ધુલધાંની, અફસોસ, સદ હઝાર!
મેહરાં! માહરી પ્યારી! પતિવ્રતા મુંજ નારી,
મેં કીધી તાહરી ખ્વારી, રે દિધું દુઃખ અપાર!

તું ગંમ ના કર "દિલજાંની," દેખી મુંજ નાદાંની,
જે બનવાનું તે દાંની, ચુકસે નહિ હર કાર !
ગંમના કરતાં પ્યારાં, ને દુ:ખનાં ધરતાં માહરાં,
છે ચક્ર નસિબનાં ન્યારાં, શું જાઉં રબ-દરબાર !

—આખર૦ ૧

(લોહીનું એક ન્હાનું ગળકચું ઓકી પ્રાંણ છોડે છે. બે યુરોપિયન કોનસ્ટેબલો, દીતેકતીવ ખાતાંનો એક જમાદાર કરીમખાંન કેટલાક સિપાઇઓ લઇ ઝડપમાં દાખલ થાય છે મેહેર માથું મોહડું કૂટી કળાહોલ કરે છે.)

**કરીમખાંન**—( સિપાઇઓને ) ફરીવળો તાબડતોબ આ ઘરમાં અને આપણુને લાગેલા પત્તા મુંજબ તે પાપી ખુંની આજ ઘરમાંથી સાંપડશે. ( એકાએક બેહરાંમની લોથ જોઇ ) હેં ! એ કોણ ? (પાસે જઇ તેને મુંવેલો તપાસીને) શું ખુંની એ આપઘાત કીધો ? અરરર ! પાપનો પસ્તાવો તે એનું નાંમ ! (તેની લોથપર વાંકોવળી તપાસે છે, પેલા બે યુરોપિયન કોનસ્ટેબલો જેઓ કરીમ સાથ ખુંનીને પકડવાની આશામાં આવ્યા હતા તેઓ તેને મુંવેલો તપાશીને ઝડપમાં પાછા ચાલી જાય છે.) શું એણે ઝેર ખાધું ?

**મેહેર**—હા ભાઇ હા, (રડતી–રડતી) તમોએ તેની પૂઠજ લીધી ત્યારે તમારા હાથમાં સપડાવા કરતાં મારા ધણીએ ઝેર ફાંકવું વાજબી જોયું. (કેટલાક લોકો ખુંનીને મરણ પાંમેલો સાંભળી આવી લાગે છે. અને તેમની પછવાડે મેહરની માતા બાઈઆઇ રડતી પીડતી દોડી આવી પોતાંની દીકરીને વળગી પડે છે. ગભરાટ ચાલી રહે છે.)

**બાઇઆઇ**—મેહરૂ ! મેહરૂ ! માહરી દિકરી ! તારા ધણી એ તો ગજબ કીધો ! રે ગજબ કીધો ! તોબાહ ! તોબાહ ! અરે હમો શું જાણીયે કે એમ થશે ? મને અત્રેજ ખબર પડી કે તેણે ઝેર ખાઈ આપઘાત કીધો છે. મરજી ખુદાની. સબરકર માહરી દિકરી, નસિબમાં સરજેલું કદી ચુકતું નથી. (મેહરને મનાવે છે.)

**મેહેર**—માયજી મારૂં નસિબ ફુટયું. મારી ઉપર ખુદરતનો ખરો ગજબ વરસ્યો છે. ખાવિંદ! ખાવિંદ! મારાં જીગર કરતાં જાદા બેહરાંમ! હવે હું મુઇ-જીવતાં જીવત મુંઇ!—માયજી, હવે મારૂં શું થશે?—(ગાય છે.)

## ગાયન.

**("વ્હેમ છે બુરો ખરે, માનો પ્યારા"—એ રાહ.)**

હાય! શી જફા પડી, જાની પ્યારા!—ટેક (બે વાર)
રંગ જંગમાં-ભંગ સંગમાં, રે ધણી! તારા?
થયો જુગાર-થી ખુવાર, "**દિલજાંન**" ઓ મારા!
છે અસ્ત-થયા ખસ્ત, તુજ કિસ્મતના સિતારા! ૧.

---

**કરીમખાંન**—પણ હવે એમ ગડબડ કરીને શું કરશો? બનવાનું હતું તે બની ચુક્યું. પેલા મુંજી દોસ્ત-દારો-જેઓ તમારે નહિ ચોરીનાં વાંક માટે સપડાયા હતા તેમને બી હમણાંજ શિક્ષા થઇ છે, અને તેઓબી પોતાંની કરણી એ પુંગ્યા છે. ઘેરમાં ઘુસી પેટી ફાડીને ચોરી કરવા સાથ એક ખુંન કરવામાં મદદ આપવાનો તેઓ ઉપર વાંક સાબેત થયો અને તેમાં તેઓને જનમ દેશ-નીકાલની ટેપ મળી તે તમો કયાં નથી જાણતાં? જુરી હજુર પડેલી સાખસીઓમાં ખુંનીની બાયડી અને તેની ચાકરડીની સાખશી લેવાયલી છે. હવે એજ મુંજબ એ આપઘાત પરબી સાખસી લેવાશે. વાસ્તે જરા ઘભરાટ સમાવો, અને મરનારની લાસને જુરી માંટે લઈ જવાદો. (મેહેર "જુરી"નું નાંમ સાંભળતાંજ ઉઠી ઉભી થઇ રાંધણી તરફ ધશે છે. સર્વે તેણીને પકડવા દોડે છે તે આગમચ તેણી ધશી જઇ તહીંથી એક છરી લઇ આવી પોતાનાં પેટમાં આરપાર ચલાવી દેછે ગભરાટ અને શોહોર મચી રહે છે.)

**મેહેર**—(આપઘાત કીધા બરાબર બેહરાંમની લોથ પર પડીને) નહિ-નહિ, માહરા ધણીની હું એકલી જુરી

ભરવા દઇશ નહિ, પણ સાથે મારીબી ભરાવીશ. માતાજી ! માહરાં ગુલે ગુલાબ બચ્ચાંઓ ! મારી વિશ્વાસુ અમીનાં ! હવે હું જાઉં છું. મારા ખાવિંદની આ દુનિયાંની ગેરહાજરીમાં મારાથી જીવાશે નહિ. જોકે મારી છાતીમાં આ માહાસંકટોની લાહાય બળી રહી છે તોપણ અંતની ઘડીએ મને એટલો સધ્યારો મળ્યો કે મારા ધણીની અને અમારી સર્વની ખાના-ખરાબી અને ખસ્તે-ખુવારી કરનારા પેલા મુંજીઓને જનમ સુધી કાળાંપાણી મોકલાવી આપ્યા છે. ઓ ખુદા ! એ નસિબનાં કેવા લેખ ! મેં તારો શું ગુનાહ કીધો ? માતા ! માતા ! હું મરૂં છું ! મારાં બચ્ચાંઓ! માહરા જાલ ! મને રહતોનાં ! મારી જર ! મને યાદ કરતી નાં, અને મમઇ-મમાવાનાં સુખમાં અચળ રહી જગતમાં અમારે વતીનું ઘણું સુખ જોજો ! માએજી ! મારાં બચ્ચાંઓને એમ મરતી વેલાએ તમને સ્વાધિન કરી મરૂંછું. (મા એને ગળે વળગી બચ્ચાંઓને ચુંમી દેછે.) હવે હું જાઉં છું. સલાંમ ! સલાંમ ! સર્વને સલાંમ ! ઓ ફી-કી-કીર-તતાર !

[મેહેર ભારે તરફડોયાં મારી પ્રાંણ મૂકે છે. રડારીક પડે છે. લોકોનું એક મોટું ટોળું દોડી આવે છે. જાલ અને જર બેશુદ્ધ થઈ પડે છે. ધીમું વાજીંત્ર વાગતું સંભળાય છે. અને ભારે કરૂણાંરસિક દેખાવ દીસીને પડદો બહુજ આસ્તે આસ્તે પડે છે.]

સમાપ્ત.